# SHREE SHREE ANANDAMAYEE SANGHA

## *Branch Ashrams*

| | | |
|---|---|---|
| 1. | AGARPARA | : Shree Shree Ma Anandamayee Ashram.<br>P.O. Kamarhati, Calcutta- 700058 (Tel. : 25531208) |
| 2. | AGARTALA | : Shree Shree Ma Anandamayee Ashram. Palace Compound P. O. Agartala-799001.<br>West Tripura (Tel. : 0381-2208618) |
| 3. | ALMORA | : Shree Shree Ma Anandamayee Ashram,<br>Patal Devi. P. O. Almora-263602,<br>(Tel. : 05962-233120) |
| 4. | ALMORA | : Shree Shree Ma Anandamayee Ashram,<br>P. O. Dhaul-China. Almora-263881,<br>(Tel. : 059620-262013) |
| 5. | BHIMPURA | : Shree Shree Ma Anandamayee Ashram,<br>Bhimpura. P. O. Chandod, Baroda-391105,<br>(Tel. : 02663-233208+233782) |
| 6. | BHOPAL | : Shree Shree Ma Anandamayee Ashram,<br>P. O. Bairagarh, Bhopal-462030, M. P.<br>(Tel. : 0755-2641227) |
| 7. | DEHRADUN | : Shree Shree Ma Anandamayee Ashram,<br>Kishenpur. P. O. Rajpur, Dehradun-248009<br>(Phone : 0135-2734271) |
| 8. | DEHRADUN | : Shree Shree Ma Anandamayee Ashram,<br>Kalyanvan, 176, Rajpur Road, P. O. Rajpur,<br>Dehradun-248009, (Phone : 0135-2734471) |
| 9. | DEHRADUN | : Shree Shree Ma Andamayee Ashram.<br>P.O. Raipur Ordnance Factory, Dehradun-248010 |
| 10. | JAMSHEDPUR | : Shree Shree Ma Anandamayee Ashram,<br>Near Bhatia Park, Kadma, Jamshedpur-831005 |
| 11. | KANKHAL | : Shree Shree Ma Anandamayee Ashram,<br>P. O. Kankhal, Hardwar - 249408,<br>(Tel. : 01334-312565, 246575) |
| 12. | KEDARNATH | : Shree Shree Ma Anandamayee Ashram,<br>Near Himlok. P. O.Kedarnath, Rudraprayag |
| 13. | NAIMSHARANYA | : Shree Shree Ma Anandamayee Ashram,<br>Puran Mandir. P. O. Naimisharanya,<br>Sitapur-261402, U. P. (Tel. : 05862-285254) |

# મા આનન્દમયી અમૃત વાર્તા

શ્રી શ્રી મા આનન્દમયીના દિવ્ય જીવન
તથા
દિવ્ય વાણીવિષયક ત્રિમાસિક પત્રિકા

વર્ષ - ૧૭ જુલાઈ, ૨૦૧૩ સં - ૩

-: મૂળ સંપાદક :-
સ્વામી શ્રીભાસ્કરાનંદજી

-: મેનેજીંગ સંપાદક :-
બ્રહ્મચારિણી ડૉ. ગીતા બેનર્જી (ઈન્ચાર્જ)

-: સંપાદક :-
ઉત્તરા ચિનુભાઈ

-: પરામર્શ સમિતિ :-
બ્રહ્મચારિણી વસુમતી મહેતા
નવીનભાઈ અસ્તી
જ્યોતિબહેન થાનકી

-: વાર્ષિક લવાજમ :-
ભારતમાં - ₹ ૧૦૦/-
વિદેશોમાં - યુ.એસ. $ ૧૫ / ₹ ૭૫૦/-
એક છુટક અંક - ₹ ૩૦/-



*Didi writes :*

*Ma lays a great deal of stress on Gayatri japa for Brahmins. She tells each one to do as much Gayatri japa as he possibly can. In Solan Ma had explained the meaning of the Gayatri to me which I have recorded as follows :*

*The meaning of Gayatri :*

*"He who creates, preserves and destroys, whose form is universal, He Himself inspires our intellect, He Himself is Parabrahma and the Knower within each creature; I meditate on His venerable effulgence."*

*—Sri Sri Ma Anandamayi*



*With respectful pronams at the lotus feet of Ma*
*from*
*Elizabeth Roy*

# માતૃવાણી

નામરૂપી દોરાથી મનરૂપી પતંગને બાંધી રાખવાનો પ્રયત્ન કરવો. આ રીતે બંધાઈ રહેવાથી કોઈ ને કોઈ દિવસ મન તમારા વશમાં આવશે. ચંચળતા જેમ મનનો સ્વભાવ છે, શાંત થવું તે પણ એનો ધર્મ છે. એને શાંત કરવા માટે કશા એકનો આશ્રય લેવો પડે. તમે લોકો નોકરી માટે અક્કેક જણ અક્કેક સ્થાનનો આશ્રય કરી લો છો, તે જ રીતે મુક્તિ માટે નામનો આશ્રય લો.

*

નિત્ય ભગવત્ક્રિયા-સૂત્ર અખંડ અને સુરક્ષિત રાખવું પડશે. છિન્ન ન થાય. ભગવાન અખંડ અનંત પ્રકાશ આપે છે.

*

(પ્રશ્ન : મા, દુનિયામાં બહુ દુઃખ છે, કુંભમેળામાં કેટલાયે લૂલા, લંગડા, આંખો વગરના આંધળા આવ્યા છે, એ બધાને દુઃખી જોઈને બહુ દુઃખ થાય છે, શું કરીએ ?)

(ખૂબ મોટેથી આનંદપૂર્વક **મા** હસે છે) 'આ શરીર' તો એક નાનું બાળક છે. નાનું બાળક શું જવાબ આપે ? આમાં એક વાત છે. જ્યારે કોઈ વ્યક્તિ કોઈનું દુઃખ જુએ, તો એના દુઃખની અનુભૂતિ એને થાય, પણ અહીંયાં તો વાત બીજી જાતની છે. અહીંયાં તો બીજાના દુઃખને જોવામાં નથી આવતું. જો કોઈ ભાઈ દુઃખને, દુઃખના તત્ત્વને સમજવા જાય તો તો પછી દુઃખ જ સુખમાં પરણિત થઈ જાય. બીજી વાત એ છે કે કોઈનું દુઃખ જોઈને દુઃખી થઈ જવું, (પણ) દુઃખનું વાસ્તવિક સ્વરૂપ જો દેખાય તો પછી એ દુઃખ રહે જ નહિ — એ દુઃખરૂપે સર્વત્ર ફક્ત પરમ પૂજ્ય ભગવાન જ બિરાજે છે — દરેક ગુણમાં, દરેક ભાષામાં આ પ્રગટ થાય છે. રમત માટે જ ભગવાને પોતાને પ્રત્યેક રૂપમાં રાખ્યા છે. ભગવાનનો જ આ દિવ્ય લીલા-પ્રકાશ છે. આવો વિચાર કરવાથી શું થાય ? જે પહેલાં બોલાયું તે હવે એવું નહિ બોલાય. આ શરીર તો એક યંત્ર છે, જેણે જેવું વગાડવું હોય તેવું પોતપોતાની મૉજ પ્રમાણે વગાડી લો. જેનો સારો પગ હતો, તે જ લંગડો બનીને આવ્યો છે ; જે ધનવાન હતો તે જ હવે ફકીર થઈ ગયો છે.

*

દુનિયામાં જોશો તો ખબર પડશે કે ઘણી માતાઓ (સ્ત્રીઓ) સુંદર સુંદર રેશમી સાડીઓ, જાતજાતના સુવર્ણના ઘણા બધા અલંકારો કે ચાંદીના અલંકારો પહેરે છે, સુવર્ણ કે ચાંદીના અલંકારોનું કેટલું ભારે વજન કાન, હાથ કે નાકમાં રાખે છે, ત્યારે એ માતાઓને એ અલંકારોનું ગમે તેટલું વજન હોવા છતાં એમને તેનો કંઈ ભાર લાગતો નથી. એ માતાઓને તો એ પહેરવામાં બહુ આનંદ આવે છે. સાચું પૂછો તો, સાચો અલંકાર તે ભગવાનની એકમાત્ર ભક્તિ જ છે. જે લોકો ભગવાનની ભક્તિમાં મગ્ન થઈ જાય છે તે જ એકમાત્ર સાચો અલંકાર છે. ભગવાનની ભક્તિ કે પ્રાપ્તિ કર્યા વિના કોઈને સાચો આનંદ નથી મળતો. પરમ પૂજ્ય શ્રીભગવાનના પરમ તત્ત્વને પ્રગટ થવા માટે ખૂબ ખૂબ કઠોર સાધના કરવી પડે. વેદાંતમતમાં આવે છે – એક બ્રહ્મ દ્વિતીયો નાસ્તિ. બસ, સર્વ રૂપોમાં એકમાત્ર ભગવાન્ જ. ભગવાન સર્વત્ર છે. એકમાત્ર ભગવાન જ સર્વત્ર છે. આજે જે તમને દુઃખ છે, કાલે તો તે દુઃખ રહેશે નહિ. દુઃખ તો ક્ષણિક છે. દુઃખ આવ્યું હતું, પાછું જતું રહેશે. મામલો ફક્ત આટલો જ છે

*

બસ ! 'એનું' જ ધ્યાન કર્યા કરો. જેમ બરફમાં પાણી હોય છે અને પાણીમાં બરફ હોય છે, તેવું જ 'એનું' સ્વરૂપ છે નિરાકાર. નિરાકાર છે છતાં જે પાત્રમાં મૂકો તેવો આકાર ધારણ કરે છે.

*

આ બધી 'એની' જ લીલા છે. રૂપે-અરૂપે 'એ' જ વિચરે છે. 'એ' જ આવે છે, 'એ' જ જાય છે. ભગવાન પોતાની સાથે જ તાળી લે છે. પોતે પોતાની સાથે જ ખેલ કરે છે. તેથી લીલા.

*

દુશ્ચિંતા થાય શા માટે ? ભગવાનને દૂર રાખવાથી જ દુશ્ચિંતા. દુર્બુદ્ધિનો પણ અર્થ એ જ. ભગવાનને દૂર રાખવાનું નામ દુર્બુદ્ધિ; અથવા "તેઓ" દૂર છે – એવી જે બુદ્ધિ તે જ દુર્બુદ્ધિ.

*

વિપદને વિપદ માનવી જ નહિ. વિપદ માનવી તે જ પાપ. કોની વિપદ ? "તેઓ" જે કરે છે તે બધું જ મંગળ છે. સર્વક્ષણે કેવળ વિચાર કરો – 'ગુરુ, તમે અમારે માટે જે સારું હોય તે જ તો કરો છો.'

*

નિર્ભરતા સૌથી વધારે આનંદદાયક. એ આશ્રય ગ્રહણીય.

*

ગાંઠ બાંધવાના અને ગાંઠ ખોલવાના – (એ) બન્ને કામમાં મન પરોવવું પડે. વિષય-ચિંતન કરો તો મન ફક્ત ગાંઠનું જ સર્જન કરે. ભગવાનના ચિંતનમાં મન પરોવો તો તે ગાંઠ ખોલવાનું કામ કરે.

*

પરમાર્થ-પથમાં આલસ્ય અને લાલસા – આ બે મહાવિઘ્નો. ધૈર્ય તિતિક્ષા અનુકૂળ.

* * *

# ગુરુપૂર્ણિમાને પુણ્ય પર્વે
## ગુરુ-માહાત્મ્ય

(૧)

आनन्दमानन्दकरं प्रसन्नं ज्ञानस्वरूपं निजबोधयुक्तम् ।
योगीन्द्रमीड्यं भवरोगवैद्यं श्रीमद्गुरुं नित्यमहं भजामि ॥

આ શ્લોકમાં ગુરુને વિષે આઠ વિશેષણો દર્શાવ્યાં છે. ગુરુ તો સાક્ષાત્ પરબ્રહ્મ છે. એમના ગુણોની સીમા નથી. ગુણ શબ્દ વાપરવો પણ યોગ્ય નથી, કારણ કે ગુણ શબ્દ સાથે દોષ શબ્દ પણ જોડાયેલો જ છે. એ અનંત છે, જે કંઈ "છે" તે "તે જ છે", તેમ છતાં આપણે મન-બુદ્ધિ દ્વારા પકડીને વાણી દ્વારા વ્યક્ત કરવાનો પ્રયત્ન કરીએ છીએ. હા., તે પ્રયત્ન માત્ર છે. વેદ કહે છે "यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह" – અર્થાત્ મન સહિત વાણી પણ "એને" પ્રાપ્ત કર્યા વિના પાછી ફરે છે. પણ "એ" શું છે તે ખબર તો નથી જ, પરંતુ એ શું નથી તે તો ખબર છે જ, આથી વેદ એને 'આ નથી, આ નથી' કરીને વર્ણવે છે, તેમ છતાં જેમ બાળક અન્નને "મમ્ મમ્" કહે છે અન્ન શું છે તે જાણ્યા વિના, તેમ આપણે પણ અબોધ શિશુની જેમ એને કહીએ છીએ :

आनन्दम् – જે સ્વયં આનંદ જ છે, એને આનંદસ્વરૂપ પણ નથી કહેતા. એ પોતે આનંદ જ છે.

आनन्दकरम् – ભજનારને આનંદ આપનાર છે. ચોમેર જે આનંદ કોઈપણ રૂપે અનુભવાય છે તેનો કરનાર "એ" જ છે.

प्रसन्नम् – નિરાનંદ કે અપ્રસન્નતા જેનામાં લેશમાત્ર પણ નથી, જે સદૈવ પ્રસન્ન છે.

ज्ञानस्वरूपम् – જ્ઞાનનાં સ્વરૂપો છે – વિદ્યા, અવિદ્યા અને બ્રહ્મજ્ઞાન. સર્વોપરિજ્ઞાન જેનું સ્વરૂપ છે તે.

निजबोधयुक्तम् – બોધ એટલે જાણવું. જેનાથી પર કે અન્ય કંઈ છે જ નહિ – सर्वं खल्विदं ब्रह्म –તેને માટે 'નિજ' સિવાય બીજું કંઈ નથી, તેથી જે નિજબોધથી યુક્ત છે તે. નિજબોધ એટલે આત્મજ્ઞાન

योगीन्द्रमीड्यम् – યોગીઓમાં પણ જે શ્રેષ્ઠ યોગી છે તેના દ્વારા જે ઉપાસિત છે તે.

भवरोगवैद्यम् – ભવ એટલે સંસાર. સંસાર એક રોગ જ છે, સંસારરૂપી રોગમાં ગ્રસ્ત થયેલો મનુષ્ય આત્મજ્ઞાનથી દૂર હોય છે, ભૌતિક સુખ-દુઃખ, મોહ-મમતા, અહંકારરૂપી સંસાર એને મૃત્યુના ગર્તમાં ધકેલે છે, તેમ જ જન્મ-મૃત્યુના ફેરામાં અટવાયેલો રાખે છે. એ રોગનો તેમ જ શારીરિક-માનસિક સર્વ પ્રકારના રોગોનો નાશ કરનાર વૈદ્ય એકમાત્ર ગુરુદેવ જ છે.

श्रीमद् गुरुम् – શ્રીનો અર્થ લક્ષ્મી, સૌંદર્ય, સુશીલતા, ઈત્યાદિ જે કંઈ ગુણો સુશોભન છે, કલ્યાણકારી છે, અન્યને પીડાદાયક નહિ પણ પોતાને તેમ જ અન્યને સુખપ્રદ છે તે સર્વ. એવી શ્રી જેના આધારમાં સ્થિત છે તે "ગુ" અર્થાત્ અંધકારમાંથી 'રુ' પ્રકાશમાં લઈ જનાર દેવને હું નિત્યનિરંતર ભજું છું. ગીતામાં ભગવાન नित्याभियुक्तानाम् શબ્દ જેને માટે ઉચ્ચારે છે તેવા "શ્રી ગુરુદેવ સાથે નિત્ય જોડાયેલ" થઈને હું એમને ભજું છું

– **લક્ષ્મી**

(૨)

"કદાચ આપણને બધાને અનુભવ હશે કે કોઈ ગુરુના આશ્રમમાંથી નીકળીએ ત્યારે આપણી આંખો ભરાઈ આવે છે. કોઈ સિદ્ધપુરુષના સાંનિધ્યમાંથી વિદાય લેતા હોઈ ત્યારે આંખો ભરાઈ આવે છે. આ એક અશ્રુભિક્ષા છે. આ ભાગ્યશાળી માણસોને જ પ્રાપ્ત થાય છે. મારી તો પ્રાર્થના છે કે તમે તમારા ગુરુ પાસેથી વિદાય લેતા હો અને આંખમાં આંસુ આવે તો ભગવાનનો આભાર માનજો અને કહેજો કે "આ પ્રેમનાં આંસુ ક્યારેય સૂકાય નહિ, નિત્ય અમારી ભાવના ટકી રહે."

"સ્પર્શદીક્ષાને બહુ પવિત્ર મનથી વિચારવાની છે. સ્પર્શદીક્ષા એટલે ગુરુ પોતાના શિષ્યના મસ્તક પર હાથ રાખે અને શિષ્ય પોતાના હાથને ગુરુના ચરણમાં રાખે એ સ્પર્શદીક્ષા છે. રામચરિતમાસનમાં ભગવાન રામે હનુમાનજીના મસ્તક પર હાથ રાખ્યો. જ્યાં શ્રીહનુમાનજીએ શ્રીરામચરણમાં પોતાના હાથસિહત મસ્તક રાખ્યું એ સ્પર્શદીક્ષા છે. સમાજમાં માણસને બીજો સ્પર્શ પતન તરફ દોરી જાય છે, પણ ગુરુનો સ્પર્શ માણસને ઉન્નતિ તરફ લઈ જાય છે."

"ગુરુના ગૃહે જવાથી રસદીક્ષા પ્રાપ્ત થાય છે. આપણામાં રસની વૃદ્ધિ થાય છે. એટલા માટે ઈશ્વરતત્ત્વને આપણે ત્યાં કહેવામાં આવે છે. "रसो वै सः". ઈશ્વર સર્વરસસ્વરૂપ છે.

જેથી ઈશ્વરમાં માણસને વધારે રસ લાગે એટલા માટે ગુરુ રસદીક્ષા પ્રદાન કરે છે. શિષ્યને સાત્ત્વિક વસ્તુમાં રસ પડવા લાગે ત્યારે સમજવાનું કે મારા ગુરુની રસદીક્ષા છે."

"આપણે શ્વાસ જ ગુરુની કૃપાંથી લઈ શકતા હોઈએ છીએ. બસ, એને ઓળખવાની અને પારખવાની દૃષ્ટિ આપણી પાસે હોવી જોઈએ. બાકી, ગુરુ તો સમગ્ર અસ્તિત્વ છે. એટલા માટે જ શિવમહિમ્નસ્તોત્રમાં ગંધર્વરાજે ગાન કર્યું છે : "नास्ति तत्त्वं गुरोः परम्". ગુરુથી જગતમાં કોઈ શ્રેષ્ઠ નથી. હા, પાખંડથી બચવું જોઈએ, દંભીઓથી બચવું જોઈએ."

**– મોરારિબાપુ**

* * *

पुज्योदयेन बहुजन्मसमर्जितेन
सत्सङ्गमो यदि भवेन् कृतिनो जनस्य ।
अज्ञानहेतुकृतमोहमहान्धकारो
नश्यति तदा उदयति महान् विवेकः ॥

અનેક જન્મોથી અર્જિત કરેલાં પુણ્યોનો ઉદય થવાથી પુણ્યાત્માનો સંગ પ્રાપ્ત થાય છે, જથી અજ્ઞાનનું કારણ એવા મોહરૂપી મહા અંધકારનો નાશ થાય છે અને મહાન વિવેકબુદ્ધિનો ઉદય થાય છે.

# મારા ગુરુ - શ્રી આનન્દમયી મા

## (એક વિદેશીની માતૃદર્શન માટેની ભારતયાત્રાનું ઝીણવટભર્યું વિવરણ)

– શ્રીમણિ (મોનિક પીસ)

જુલાઈ, ૧૯૬૯ના રવિવારની ગરમ બપોરનો સમય. હું જોરથી બોલી, "હું ભારત જઈશ !" મારો પરિવાર ઝાડ નીચે એકઠો થઈ ગયો, પરંતુ કોઈએ પણ આ ગંભીર ઘોષણા પર ધ્યાન ન આપ્યું. કેટલાક ફક્ત હસી પડ્યા. એમને એનો અધિકાર પણ હતો, હું તો એક નિર્ધન યોગશિક્ષિકા હતી ! મને એવું લાગતું કે હું હંમેશ એવી જ રહેવાની છું.

સ્વામી વિષ્ણુદેવાનંદજીના સંપર્કમાં રાજયોગ, કર્મયોગ અને ભક્તિયોગનાં ત્રણ વર્ષના ઊંડા પ્રશિક્ષણથી મારી ચેતનારૂપી બંદૂકનો ઘોડો દબાઈ ચૂક્યો હતો. ગોળીએ ખૂબ ઝડપથી ચાલીને હવે એકદમ લક્ષ્યવેધ કરી દીધો : **મા આનન્દમયી**, આવું જ આર્નો ડેસ્જાર્ડીને (Arnauld Desjardin) એમના પુસ્તક "આશ્રમ"માં વર્ણન કર્યું છે.

ભારતથી પાછા ફરનાર બધા લોકોને હું પૂછ્યા કરું છું – "મહાયોગિની **આનન્દમયી** માને તમે મળ્યા ?" હું હંમેશાં એવી આશામાં રહેતી કે મારો પ્રશ્ન અસામાન્ય પ્રતિક્રિયા ઉત્પન્ન કરશે. ઘણું ખરું, મને આ જ ઉત્તર મળતો – "હા, અમે વારાણસી, તાજમહેલ, અજંતા જોવા ગયાં, પણ એ મહિલાને નથી મળ્યાં." બીજી કોઈ વાર ઉત્તર મળતો, "હા" – અને ત્યારે મારી આંખો પૂર્ણ ચંદ્રમાની માફક મોટી થઈ જતી, "તેઓ કેવાં છે ? વાતચીત કરે છે ? હસે છે ? એમણે તમને શું કહ્યું ?" આમ પ્રશ્નોના ગોળાનો મારો ચાલ્યા પછી એ ઉત્તર આપતા, "એમને અમે થોડાક જ સમય માટે જોયાં. અમે એમના ચરણો પાસે બેઠાં હતાં અને તેઓ શાંત હતાં. લોકો એમ કહે છે કે તેઓ એક મહાન સંત છે." હું આ બધું સાંભળવા નહોતી માગતી, તેમ છતાં, હું એ વ્યક્તિને ધ્યાનથી જોતી અને વિચાર કરતી કે "એની આંખોએ માને જોયાં છે !"

યુલિસિસની જેમ મને એ પ્રબળ વાદ્ય-ધ્વનિના આવાહનથી વિરક્ત કરવા માટેનો એક જ રસ્તો હતો કે મને સંસારના સ્તંભ સાથે સજ્જડ બાંધી દેવામાં આવે, પણ અત્યારે તો એ આહ્વાન દૈવી હતું અને એક્કે બંધન એવું બળવાન નહોતું કે માના આ બાળકને બાંધી શકે.

હવે આપણે જુલાઈ માસની પેલી બપોર પ્રત્યે પાછા વળવું જોઈએ, જ્યારે હું પથારીમાં બેઠી બેઠી વિચાર કર્યા કરતી હતી – "હું સપ્તાહમાં પાંચ દિવસ કામ કરીને એક 'પ્રાઈવેટ

સેક્રેટરી' બની શકું. અને રાત-દિવસ છ મહીના સુધી કામ કરી શકું, તો ફેબ્રુઆરીમાં મારા ભારતગમનનો સમય આવે."

કેનેડાની બહાર હું ફક્ત એક વાર જ ગઈ છું, અને તે પણ સ્વામી વિષ્ણુદેવાનંદજી તથા એક અન્ય શિક્ષક સાથે યોગ પર ભાષણ આપવા માટે અને નિદર્શન કરવા માટે ફક્ત ન્યૂયૉર્ક સુધી.

...મારા અંતઃકરણમાં એક તોફાન જેવું હતું. એમ કહેવાય છે કે જ્યારે શિષ્ય તૈયાર થાય છે ત્યારે ગુરુ પણ મળી જાય છે, પરંતુ ત્યારે એ બધું મિથ્યા જેવું લાગતું હતું, હું મારી જાતને એકલી માનતી હતી અને મારાં સમસ્ત સાહસિક કાર્યો બહુ દૂર લાગતાં હતાં.

કેનેડામાં બરફનાં ખૂબ મોટાં મોટાં તોફાનો આવતાં હોય છે. રસ્તાઓ પર બરફ છવાઈ જાય છે, ભયંકર હવા ચાલે છે. એવામાં હું શહેરમાં આવેલી વિમાનની ઑફિસ બાજુ બહુ ઝડપથી ચાલું છું. મારી પાસે કુલ ૧૨૦૦ ડૉલર છે. "મને નવી દિલ્હી, ભારતની રિટર્ન ટિકિટ આપો." એ ક્ષણને હું અત્યારે પણ યાદ કરી શકું છું – મારું હૃદય અવર્ણનીય હર્ષથી ઊભરાઈ ગયું હતું, આ જાન્યુઆરી ચાલે છે અને કેલેન્ડરમાં દિવસોને પેન્સિલથી કાપીને ચિહ્નો કર્યા છે. પીતજ્વર (yellow fever) વગેરેનાં વૅક્સીનેશનથી ઘણું કષ્ટ અને તાવ પણ આવી જાય છે.

નાસ્તો કરતી વખતે મારી માતા હંમેશાં ભજનની રેકોર્ડ વગાડતી. અમે લોકો ઑફિસ જતાં પહેલાં અડધોએક કલાક ધ્યાન કરતાં. મારી માતા પણ યોગની શિક્ષિકા છે અને અમારી આકાંક્ષાઓમાં સહભાગી છે. એમની સમજણ તથા પ્રોત્સાહનથી અમને શક્તિ મળે છે. મારા પિતામાં એટલી બધી સહજ સહાનુભૂતિ છે કે તેઓ એમના સંપર્કમાં આવનાર સહુને આકર્ષી લે છે. "જો પૂર્વ જન્મમાં નિષ્ઠાપૂર્વક સાધના કરી હોય તો યોગીકુળમાં જ પુનર્જન્મ થાય છે." – કેવા આશાજનક વિચાર !

મારા વિદેશગમનનો સમય નિકટ આવતો જાય છે, અને મેં ઘણા જુદાં જુદાં મંતવ્યો સાંભળ્યાં છે. મને સાચેસાચ ખબર નથી કે ભારતમાંથી હું શેની આશા રાખી શકું. ઋષિકેશ, હિમાલય, બનારસ, રામદાસ, રમણ મહર્ષિ, શ્રી અરવિંદ – વિષે જાદુઈ શબ્દો વાંચ્યા છે, વર્ષોથી એ બધાં વિષે સ્વપ્નો જોયાં છે. હવે એ બધું સત્યમાં રૂપાંતરિત થવાનું છે. આશ્રમોમાં જવા માટે, જેવું ડેસજાર્ડિનની પુસ્તકમાં વર્ણન છે, તે મારે માટે પથપ્રદર્શક સમાન છે. **આનન્દમયી મા** વાસ્તવિકતા કરતાં કાલ્પનિક કથા જેવાં લાગે છે. મા વિષે યોગાનંદે કરેલું વર્ણન વાંચવાથી એમની રહસ્યાત્મકતા ઔર વધી જાય છે. હું એ વાતનો સ્વીકાર કરું છું કે ઘણા બધા બીજા મહાત્માઓ અને યોગીઓ પણ છે, પરંતુ મા... એ તો અદ્વિતીય છે !

૧૩ ફેબ્રુઆરી, ૧૯૬૭. પ્રાતઃકાળ ૬ વાગે. વિમાન નવી દિલ્હી પહોંચી ગયું. ચારે બાજુ અંધારું છે. થોડાક યાત્રીઓ છે, સૂઈ રહ્યા છે. નીચે ફેલાયેલી રોશની જોઈ, જ્યાં દસ જ મિનિટમાં અમારે ઊતરવાનું છે. સહેજ ભય સાથે મેં પરિચારિકાને પૂછ્યું, "આ એ જ શહેર છે ?" એણે મને ધારીધારીને જોઈને કહ્યું, "તમે બહુ પવિત્ર લાગો છો. અમે લોકો ક્રૂર અસભ્ય નથી. તમે એકલાં છો ?" "હા." "ચિંતા ન કરો. નીચે તમને એક પરિચારિકા મળશે જે બધું સંભાળી લેશે."

મારી મિત્રના એક સંબંધી મને ત્યાં મળવાના હતા, પરંતુ મારા અહીં આવતાં સુધી મને કોઈ સંપર્ક નહોતો થયો. મને ખબર નહોતી ક્યાં જાઉં ? મારી પાસે પૈસા પણ ઓછા હતા. તેઓ આવ્યા હશે ?

તેઓ આવ્યા હતા. એમણે મને કોઈકના ઘરમાં ઊતારો અપાવ્યો, એમને કહ્યું કે મને રાખે, અને પોતે ગાયબ થઈ ગયા. મને થોડી જ વારમાં ખબર પડી કે એ આખીયે વાત આશ્ચર્યજનક હતી, આ લોકો એ સજ્જનને ઓળખતા જ નહોતા ! વધારે તકલીફથી બચવા હું Y.W.C.A. માં જતી રહી. નવાઈની વાત તો એ છે કે ત્યાં ઓરડામાં 'હું તદ્દન એકલી હોવા છતાં મને બહાર જવામાં કે ભોજન-વસ્ત્ર લાવવામાં જરાયે બીક નહોતી લાગતી. જનસમૂહમાં ભળી જવામાં મને આનંદ આવ્યો, એવું લાગ્યું કે હું સદા અહીંની નિવાસિની છું. મને ઘર જેવું સુખ પ્રાપ્ત થયું. ભારત મારો દેશ છે અને ભારતીયો મારાં સ્વજનો છે. લોકોનું સંગીત, ભાષાઓ, ભીડભરેલી રેલગાડીઓ અને બસો, સડકો પર રહેનારાઓનું મધુર સ્મિત વગેરે મેં જોયું. જનસમૂહની વચ્ચે એકલતાનો ભાવ ટકી ન શક્યો.

"હવે કદી પાછી નહિ જઉં. જાણે-અજાણે જે કંઈ મેં ઇચ્છ્યું છે તે બધું જ અહીંયાં છે."

હવે બધી ઉપાધિઓનો અંત આવી ગયો. જે પરિવાર સાથે પહેલવહેલી રહી હતી, તેમણે મને એમની સાથે રહેવાનું કહ્યું, ખાસ કરીને જ્યારથી શિવાનંદ-આશ્રમના સ્વામી વિદ્યાનંદ એમને જ ઘરે અતિથિરૂપે આવ્યા ત્યારથી.

રોજ સવારે ૪ વાગે સ્વામીજી તાનપુરો વગાડવાનું શરૂ કરતા અને સાથે મંત્રો ગાતા. ૫ વાગે અમને લોકોને એમના કક્ષમાં પ્રવેશવાની અનુમતિ મળતી. અમે ત્યાં કલાકો સુધી ભજન ગાતાં અને સ્વામીજી વીણાવાદન કરતા. સાંજે ૪ વાગે એક કલાક કીર્તન થતું. દરરોજ રાતે જુદા જુદા ઘરમાં સત્સંગ થતો. સત્સંગના સંચાલન માટે સ્વામીજીને આમંત્રણ મળતું. સંધ્યાકાળે પૂજનથી પૂર્ણાહુતિ થતી, ત્યારબાદ મિષ્ટાન્નનો પ્રસાદ મળતો. ક્યારેક કેળનાં પાન

પર પૂર્ણ ભોજન પણ મળતું. પહેલવહેલી વાર ભારતમાં આવીને આથી વિશેષની કોણ આશા રાકી શકે ?

એ જ સપ્તાહના અંતમાં સ્થાનીય વિશ્વવિદ્યાલયમા કોઈક ઉત્સવ હતો. ત્યાં જ સૌપ્રથમ Divine Life Society ઋષિકેશના અધ્યક્ષ શ્રદ્ધેય પૂ. સ્વામી ચિદાનંદજીને જોયા. સ્વામીજી **આનન્દમયી મા**ને મળતા ત્યારે મા પ્રત્યે સ્નેહ દર્શાવતા એમને મારા મિત્રોએ ઘણી વાર જોયા હતા. એ સાંજે મેં અનુભવ્યું કે હું ભારતમાં જ છું, અને ભારત અદ્‌ભુત લોકોનો દેશ છે. હું બધાં સાથે જમીન પર બેઠી બેઠી સ્વામી ચિદાનંદજીની પ્રતીક્ષામાં હતી, એ બધા સમ્માનિત અતિથિઓ હતા. ત્યાં એકદમ એક કૌપીનધારી નગ્ન જેવા મનુષ્યને આવતો જોયો. એના હાથમાં વાદ્યયંત્ર હતું. એનું મન તો સંતુલિત હતું. હું ધ્યાનથી જોઈ રહી કે સુવસ્ત્રમાં સજ્જિત સભ્ય લોકોની એના પર શી પ્રતિક્રિયા થાય છે, પરંતુ એના પર કંઈ જ પ્રભાવ ન પડ્યો. એ માણસ આગળ જઈને સ્વામીજીના આસનની પાસે નીચે બેસી ગયો. એની મુખાકૃતિ શાંત હતી, આંખો ઝાંખા નીલવર્ણની હતી, મુખના રંગ પરથી જણાતું હતું કે એ ભારતીય નહોતો. એના કેશ પ્રાચીન ઋષિઓની જેમ ગૂંથેયાલ હતા. જેવા સ્વામી ચિદાનંદજી આવ્યા કે એ માણસ સ્તોત્રોનું ગાન કરવા માંડ્યો.

સ્વામીજી સાથે મારો પરિચય કરાવવામાં આવ્યો. એમણે મને સુંદર પુષ્પહાર પહેરાવ્યો....

....સ્તોત્રો ગાનારા એ અદ્‌ભુત યોગી શિવાનંદ-આશ્રમના સ્વામી કરુણાનંદ હતા. ભવિષ્યમાં એમની પાસે જઈને હું યોગ-વિષયક વાર્તાલાપ કરવાની હતી

*

હરદ્વાર. ટ્રેન સ્ટેશન પર પહોંચી ગઈ છે. "મૂંગફલી..." મગફળી વેચનારો છોકરો બૂમો પાડે છે. "ચાહિયે મેમસાબ ?" – ચાવાળો પૂછે છે. ટેક્સીમાં બેસીને ઋષિકેશ જતાં જતાં બારીમાંથી આજૂબાજુ જોવામાં મને મહાશાંતિનો અનુભવ થાય છે.

શિવાનદ-આશ્રમમાં એમની ક્રિયાઓ જોવામાં તલ્લીન થઈ જાઉં છું. પ્રાતઃકાળે ધ્યાનમાં બેસવાનું અને સત્સંગમાં ભાગ લેવાનો; સાંજે કીર્તન કરવાનું તથા સંધ્યાકાળે ધ્યાનકક્ષમાં પ્રવચન સાંભળવાનું અને સત્સંગ કરવાનો. ભોજનની ફિકર ન કરવી. એક વિદેશી માટે એક સમસ્યા છે, ઘણી વાર હું ભોજન છોડી દેતી. મને યાદ છે કે એક રાતે સત્સંગમાંથી પાછી ફરી ત્યારે હું એટલી બધી ભૂખી હતી કે ટેબલ પરના સાબુના ડબ્બાને જાણે ખાઈ જઉં એમ થયું. મેં

ત્રણ કેળાં પેટમાં પધરાવી દીધાં અને કોક પી લીધો. આનાથી મારું પાચન બગડી ગયું. કેટલાક સંન્યાસીઓએ મારી સહાયતા કરી અને યોગ્ય ભોજન પ્રત્યે સજાગ કરી.

કેનેડાના અમારા યોગાશ્રમનું મુખ્યાલય ઋષિકેશમાં શિવાનંદ-આશ્રમમાં છે....

....અમારા રાજયોગના શિક્ષક સ્વામી વિષ્ણુદેવાનંદજી સ્વામી શિવાનંદજીના શિષ્ય છે.

*

"મા દેહરાદૂનમાં છે." મારા પગ ધ્રૂજવા માંડ્યા, હું મનોમન બોલી, "આખરે હું એમને મળીશ ! સાચે જ તેઓ ત્યાં છે ?"

મારા વિચારોમાં તોફાન થતું હતું. "તમારે આજે પ્રાતઃકાળે જ તૈયાર રહેવું પડશે, અમે બધા એક મહાત્માને મળવા જઈએ છીએ." શિવાનંદ-આશ્રમમાં રહેતી 'મલાઉ'એ કહ્યું, "પોતાની જાતને એકદમ ખાલી કરી નાખ, અને બધા વિચારોને પકડવા માટે એક શોષક પદાર્થ બની જા."

મોટરમાં પૂર્ણ શાંતિ છે. દેહરાદૂન જનારાં અમે ચાર જણ છીએ. સંન્યાસિની મલાઉ મારી સામે જોઈને કોઈ કોઈ વાર સ્મિત કરે છે. એ દક્ષિણ અમેરિકાની છે, એણે ૧૯૭૪માં સંન્યાસ લીધો અને મેં પણ.

"આજે માનાં દર્શન નહિ થાય" અમને કહેવામાં આવ્યું, છતાં અમે રોકાયાં. એક હાથમાં પુષ્પો અને બીજામાં ફળો પકડીને પ્રતીક્ષા કરીએ છીએ. અત્યારે પણ કોઈ વાત નહોતું કરતું. મને એમ થયા કરતું હતું કે હું "એમને" કદાપિ કોઈ રીતે જોવા નહિ પામું. તેઓ સદાયે સાવ 'અસંભવ' લાગતાં હતાં.... અને ત્યારે જ, શિવાનંદ-આશ્રમવાળાંઓને ઉપર જવાનું કહેવામાં આવ્યું.

અમે ગોળ દાદરા ચઢીને ઉપર જઈને એક કક્ષમાં ગયાં. સંન્યાસિની ભાન ભૂલીને જોરથી બોલી, "મા ! મા ! 'એ' ત્યાં છે !"

મારી આંખો એમના ઉપર જ સ્થિર થઈ ગઈ છે. મને શૂન્યતાનો આભાસ થયો. એવું લાગ્યું કે ત્યાં ફક્ત તેઓ જ છે અને હું છું. કોઈ અન્યની ઉપસ્થિતિ નહોતી લાગતી. હું પગથી માથા સુધી ખૂબ ધ્રૂજી રહી છું. મારી આંખોમાંથી આંસૂ ચાલ્યાં જાય છે. હું હાથ જોડવાનો પ્રયાસ કરું છું, પણ મારા હાથ સાથ નથી આપતા.

આવું આ પહેલાં ક્યારેય નથી અનુભવ્યું. હવે આશ્રમની બ્રહ્મચારિણીઓ માની સમક્ષ આરતી કરે છે, ત્યારે જ મને બીજાંઓની હાજરીનું ભાન થાય છે. તેઓ એક ખાટલા પર સ્થિર બેઠાં છે. આ પહેલાં અનેક વાર મેં આરતી જોઈ છે, પણ ઈશ્વરના ચિત્ર સામે. અત્યારે માની દૈવી શક્તિનો આભાસ મને મળી ગયો છે.

ગુરુ **આનન્દમયી** માને હું જીવનમાં પહેલી વાર મળી. દિવ્ય સૌંદર્યથી પ્રકાશિત **આનન્દમયી મા એમનાં** સંતાનો પ્રત્યે સ્નેહથી સ્મિત કરે છે. **એમનામાં** દિવ્યતાને સ્પષ્ટપણે મેં અનુભવી અને જોઈ. **એમની** આંખોને કોઈ જ ભૂલી ન શકે. અનંતતામાં મગ્ન થયેલી એ આંખો **એમની** દૈવી સત્તાનું જાણે દર્પણ છે. એ આંખો કાળી અને મર્મભેદી છે. **એમની** દૃષ્ટિ સદાયે રેશમી કોમળતાથી ઘેરાયેલી દેખાય છે. માતાજી એક રહસ્યાત્મક મધુર પ્રેમનો ભાવ સંપ્રેષિત કરે છે. **એમના** ભરાવદાર કાળા કેશ ખભા પર વિખરાયેલા છે, એમની ઉંમરનું અનુમાન કરવું અસંભવ છે. સંપૂર્ણ શ્વેત વસ્ત્રોમાં **તેઓ** મોટી પાટની એક બાજુ બેસે છે. જમીન પર એમના ચરણો પુષ્પોથી ઢંકાયેલા છે. લાંબો સમય નિશ્ચળરૂપે બેસી રહ્યાં છે.

કોઈ ખ્રિસ્તી એ દૃશ્યને 'મૅડોનાની ઉપસ્થિતિ' કહેશે. કૅનેડામાં એક પૂજારીને માતાજીનો ફોટો બતાવ્યો ત્યારે સહેજ વિચારીને એ બોલ્યા, "આ કુમારી મૅરી (Virgin Mary) છે ?" માએ કહ્યું છે, "હું એ જ છું જે તમે મને માનો છો."

માની આસપાસ દિવ્ય સુગંધ છવાયેલી રહે છે, **એમનાં** દર્શનાર્થીઓએ અવારનવાર એ અનુભવ્યું છે.

દર્શન થતાં હતાં, ત્યાં એક અનપેક્ષિત ઘટના ઘટી. ખરેખર દુઃખથી પાગલ થયેલો એક વૃદ્ધ માણસ એકાએક આવીને **એમનાં** ખોળામાં પડ્યો, જોરજોરથી રડતો રડતો **"મા મા"** બૂમો પાડતો હતો. પ્રસન્નતાપૂર્વક હસતાં હસતાં **એમણે** એની પીઠ થાબડી અને કહ્યું, "બાબા, બાબા". **માતાજી** તે વખતે મૌન હતાં, તેથી બીજું કશું ન બોલ્યાં. થોડીક જ ક્ષણોમાં એણે નીચે નમીને પ્રણામ કર્યા અને તરત જતો રહ્યો. **માતાજી** હસ્યાં. **એમની** પ્રસન્નતા બીજાંઓને પણ પ્રભાવિત કરે છે. **એમનું** હાસ્ય નિર્મળ ઝરણા જેવું છે, જે આડી-અવળી ગતિથી કોઈપણ શુષ્ક ભૂતલને જીવન, સુંદરતા અને પ્રસન્નતાનું દાન કરીને અન્ય મરુસ્થળ બાજુ વળી જાય છે.

"**માતાજી** કહે છે કે તમે બધાં રોકાઈ જાઓ અને ભોજન કરી લો." શિવાનંદ-સમાજને ભોજન પીરસવામાં આવ્યું, પણ દુર્ભાગ્યે હું ન તો ખાઈ શકી કે ન વાત કરી શકી. કંઈ જ ન કરી શકી. સ્વર્ગીય આનંદમાં તરબોળ થઈને હું એકીટશે સામે જોતી રહી.

મોટર ચારે મૌન સાધકોને ઋષિકેશ પાછા લઈ ગઈ. એક મિત્ર મારી રાહ જુએ છે. બહુ મુશ્કેલીથી હું બોલી, "મેં ઈશ્વરને જોઈ લીધા છે."

અડધી રાતે મારી સ્વસ્થતા પાછી આવી. મને ચા પીવાની ઈચ્છા થઈ. લાઈટ કરીને મેં માથું ઊંચું કર્યું – ત્યાં ભીંત પર માતાજીનો ફોટો હતો. હું તરત પૂર્વવત્ દશામાં પહોંચી ગઈ. ૩૬ કલાક પછી ખાધા-પીધા વગર, બોલ્યા વગર એ પ્રભાવ ધીમે ધીમે શમવા માંડ્યો. એક લાંબા સ્વર્ગીય સ્વપ્ન પછીના જાગરણ જેવું એ હતું, પરંતુ સતત હું માના ફોટાને જોતી રહી. પેલી વિભોરાવસ્થા ફરી એક વાર ત્રીસેક મિનિટ માટે પછી આવી ગઈ.

*

હંમેશ માટે ભારતમાં નિવાસ કરવાની ઈચ્છાથી મેં રિટર્ન ટિકિટને વેચી દેવાની યોજના બનાવી, પરંતુ મા તો જાણે છે કે એટલું મોટું પગલું ભરવા માટે હું પરિપક્વ નહોતી થઈ. માંદગીને બહાને મને સમુદ્રપાર કેનેડા મોકલી દીધી.

૧૯૭૧માં મેં માન્યું કે હવે પેલા મોટા પગલા માટે હું તૈયાર છું, અને કેનેડાના મૉન્ટ્રિયલથી ભારત જવા માટે રિટર્ન ટિકિટ વગર નીકળી પડી. માતાજીનાં દર્શન કરવા ઉત્સાહથી બરાબર યોગ્ય સમયે વારાણસી પહોંચી ગઈ. એક સાંકડી ગલીમાં થઈને મંદ ગતિએ મા સામેથી આવી રહ્યાં હતાં, એક નવયુવતી જેવાં દેખાતાં હતાં, સ્મિત કરી રહ્યાં હતાં, હસી રહ્યાં હતાં અને ભક્તોનાં માથાં સ્પર્શ કરી રહ્યાં હતાં.

આગામી સપ્તાહોમાં દેહરાદૂન તથા હરદ્વારમાં અનેક વાર **એમનાં** દર્શન થયાં. **એમની** સમક્ષ રહીને મારી સાધના આગળ વધારવા માટે પૂરતો સમય હતો. પહેલાંની જેમ હવે મને ભાવાવેશ નહોતો થતો. **માતાજી**ની પાસે રહીને સૂક્ષ્મતર તથા સ્થાયી અનુભૂતિઓ થવા લાગી. દેહરાદૂનના ટૂંકા નિવાસકાળમાં એક મહત્ત્વપૂર્ણ ઘટના હતી નવરાત્રિની પૂજા. જ્યારે હું **એમના** સત્સંગમાં રહી, ત્યારે પ્રાચીન વિધિઓને નિહાળવાનું સદ્ભાગ્ય મળ્યું.

*

**માતાજી**નું એક વિશિષ્ટ દર્શન ઉલ્લેખનીય છે. એક વાર હરદ્વારમાં થોડા લોકો **માતાજી**ની સામે બેઠા હતા. કોણ જાણે કેમ, પણ મને પહેલા જેવા આનંદનો અને દિવ્ય ભાવનો અનુભવ નહોતો થઈ રહ્યો. આંખો બંધ રાખીને બીજા લોકોની જેમ ધ્યાન કરવાને બદલે **માનાં** સારી રીતે દર્શન કરીશ – એવા મારા ભાવને સ્વીકારીને તરત **માતાજી** ફરીને બેઠાં અને **એમની**

દૃષ્ટિ મારા પર સ્થિર થઈ. ઘણા લાંબા સમય સુધી **એમણે** જોયાં કર્યું... અને હું તડકામાં મૂકેલા બરફની જેમ ઓગળી ગઈ. **એમની** દૃષ્ટિને જ્યારે સહન ન કરી શકી ત્યારે નીચે જોવા લાગી. **એમની** સામે ફરીથી તાકવાનો મેં પ્રયાસ કર્યો પણ એમાં હું સફળ ન થઈ. **તેઓ** હજી પણ મને તીવ્ર દૃષ્ટિથી જોઈ રહ્યાં હતાં. હવે તો બરફ હતો જ નહિ, પાણી જ પાણી હતું ! આધ્યાત્મિક, માનસિક અને શારીરિક સ્તર પર.

એ ઓરડાની નીરવતામાં બધાં લોકો મારા ધ્રૂસકા સાંભળી શકતા હતા. એકાએક મધુર ધ્વનિ સંભળાઈ. દેવતાઓ ગાતા હતા. જીવન કેમ એ ક્ષણ જેવું ન થઈ શકે ?

આશ્રમવાસીઓ લીન થઈને કીર્તન કરતા હતા. અમે લોકો **માની** ચારે બાજુ વીંટળાઈને બેઠાં હતાં. સૂર્યાસ્ત થઈ રહ્યો હતો. સમીપસ્થ મંદિરમાં આરતીના ઘંટ વાગવા માંડ્યા. **માતાજીના** કેશ હવામાં હળવે હળવે લહેરાતા હતા, અને **શ્રી મા આનન્દમયી** બહુ દૂર આકાશ બાજુ જોઈ રહ્યાં હતાં – એક એવી અનંતતા જે આપણે માટે સર્વથા અગમ્ય છે.

ભારતમાં સાત મહીના પસાર કર્યા પછી ફરી માંદગીને લીધે ત્યાં જવું પડ્યું જ્યાં એકમાત્ર કારગર ઔષધ હતું – કેનેડા.

**આનન્દમયી માના** પ્રથમ દર્શનને ૯ વર્ષ થઈ ગયાં છે. હવે હું મારી જાતને **એમનાં** પાવન ચરણોમા સંપૂર્ણપણે સમર્પિત કરું છું.

માને મળી ત્યારે એક ગંભીર આવેશની પ્રતિક્રિયા થઈ, છતાં હું એને ગૌણ માનું છું. **માતાજીના** સ્વરૂપનું જ્ઞાન થયા પછી ધીમે ધીમે અંતરમાં મૂક પરિવર્તન થાય છે. આ જ **શ્રી માતા આનન્દમયીનો** વિશેષ પ્રભાવ છે. "सोऽहम्" "अहं ब्रह्मास्मि" **એમનું** કથન છે, તેથી **મા એમના** શિષ્યને અંતર્લીન થવાની પ્રેરણા આપે છે જેથી એ **એમની** સાથે એકાકાર થઈ શકે.

"એક ગુરુના જીવનમાં સૌથી અધિક શુભ દિવસ એ છે જ્યારે શિષ્ય બ્રહ્મલીન થઈ જાય છે."

**હરિ ઓમ્ મા**

* * *

# શ્રીશ્રીમાની અમરવાણી

## (માની સૂત્રાત્મક વાણી)

(પ્રશ્નના ઉત્તરમાં) મા : ગુરુ વારંવાર કેમ, અને ગુરુ શા માટ કરવા – આ બધું જે તમે પૂછો છો – ગુરુસ્થાન પરંતુ એક (જ છે). જે દીક્ષામાં જે જે પ્રકાશ ઇચ્છે છે તે જ તો દીક્ષા. એક સ્થાનેથી તમે દીક્ષા લીધી અને એક (બીજી) જગ્યાએ જઈને શ્રદ્ધા થઈ – ચહેરો જોઈને, ભાવ જોઈને અથવા તત્ત્વકથા સાંભળીને; એક તરફથી સામયિક ભક્તિ-શ્રદ્ધા આવી. પણ સ્મરણ રાખો, જ્યાં ગુરુ શક્તિસંપન્ન, ત્યાં બહારથી હરહંમેશ, તે જ મુહૂર્તે (તે જ ક્ષણે) પ્રકાશ ન મળવા છતાં પછીથી જોશો (કે) તમારો કયા સૂત્રમાં લાભ થયો. ખુલી જવું જોઈએ. જ્યાં જગદ્‌ગુરુ જાય છે (એમ) કહ્યું છે, ત્યાં તો કહે છે કે તેઓ ગતિ-સ્થિતિ-અસ્થિતિનો લક્ષ્યભેદ કરે છે. એ મહાન તીર જગદ્‌ગુરુ સદ્‌ગુરુને રૂપે છે. એ ગુરુ ગમે તે રીતે પ્રકાશિત થાય, થવા જ જોઈએ. કેટલીક વાર કહે છે ને કે એ ધારામાં પડ્યા રહો, (તો) જોશો કે ધારા એક જ છે. એક જગાએ જવાથી અનુભૂતિ ન થઈ, અને એક જગાએ જવાથી થઈ. પણ ગમે ત્યાં હોય, વાસ્તવિક ગ્રહણ જ્યાં (થશે) ત્યારે જોશો કે એક ધારામાં અનંત ધારા છે, અને અનંત ધારામાં પેલી જ એક ધારા.

પ્રશ્ન : એક જગ્યાએથી દીક્ષા લીધી, અને બીજી જગ્યાએ જવાથી શક્તિ મળી, તો એમ કે દીક્ષામાં શક્તિ નહોતી ?

મા : હા, ચોક્કસ જ, મંત્રમાં શક્તિ છે. ગુરુશક્તિ જો ન મળે, (તો પણ) મંત્રશક્તિની ક્રિયા તમે મેળવશો જ. જ્યાં મંત્રદૃષ્ટા ઋષિ, મત્રમાં એ શક્તિ અક્ષુણ્ણ વર્તમાન છે – એમ જાણી લો. પાછું કોઈ જગાએ શક્ય છે (કે) તમને શક્તિ મળી, સામયિક શક્તિની ક્રિયા તમે મેળવી, પરંતુ સ્થાયી-અસ્થાયી સંબંધમાં દ્વંદ્વ. પરંતુ નિર્દ્વંદ્વ પ્રકાશ થયા પછી જાણશો કે ત્યાં ગુરુશક્તિ-પ્રદત્ત પ્રાપ્તિ – એ યાદ રાખજો. ગુરુશક્તિની વાત તો વિશેષ છે. કોઈનો સંગ મેળવીને પોતાના ગુરુ પર જે શ્રદ્ધા વધી ગઈ – ગુરુએ જ તમને એ રીતે ગ્રહણ કર્યા જ્યારે તેઓ તમને જણાવશે ત્યારે જ સમજાશે (કે) કોણ મને અહીંયાં લઈ આવ્યું. અને અહીંયાં ત્યાં – એ કોણ, કોને કહે છે – એ જ. ત્યાં જઈને કે મેળવીને – મારા જ ગુરુ આ રૂપે. વળી, કદાચ દીક્ષા લીધી, બીજાની પાસે જવાનું પ્રયોજન નથી. સંસ્કાર અનુસારે ગ્રહણશક્તિ તો જુદી જુદી છે, એટલે વિભિન્નતા હોવી તે સ્વાભાવિક છે; પણ જ્યાં ગુરુ શક્તિસંપન્ન

છે, ત્યાં જેને જે પ્રયોજન (આવશ્યકતા) (તે) આપોઆપ જ પ્રકાશ (પ્રગટ) થાય છે, યોગાયોગ પણ થઈ જાય છે. અરે, જુઓ – જીવસ્વભાવ મનુષ્ય શું કરે. જ્યાં જે રૂપે પ્રકાશિત થાય – તેઓ જ સ્વયં ગતિ સ્થિતિ. કોની કઈ ગતિથી પ્રકાશિત થશે ? ખેંચી લેશે, તેઓ સ્વયં જ યોગાયોગ કરી લે છે. તેથી વિચાર, અનુતાપના ન કરવી, ઈષ્ટકર્મમાં મનને રાખવું.

ગુરુનો અનંત રૂપે અનંત પ્રકાશ. જો (એમ) કહો કે જાગ્રત ગુરુ ન હોય તો નહિ ચાલે, તો એ સાચી વાત. અને જો (એમ) કહો (કે) દીક્ષા લેવાથી જ બધું થઈ ગયું તો તે પણ સાચી વાત છે. પરંતુ ગુરુશક્તિનું જાગરણ થવું જોઈએ કારણ કે પોતાની જાતને ઘડશે તો પોતાને પામવા માટે. હા, કોઈ ક્ષેત્રમાં સામયિક એક અસ્વાભાવિક શક્તિનો પ્રકાશ (પ્રાગટ્ય) મેળવ્યો, પણ જે ઇચ્છો છો તે તો મેળવતા નથી – આ પણ એમના રાજ્યમાં વ્યર્થ નથી. એક ચક્કર મેળવવાનું હતું, એમણે જ એક આ ચક્કર આપીને ધક્કો મારીને પોતાની તરફ ખેંચી લીધો. તેઓ આશ્રય આપીને પછી તો પાછા ફેરવતા નથી. સંભવ છે (કે) કેટલાયે જન્મો જતા રહેત, ભમવું પડત. તેઓ ચક્કર આપીને સંક્ષેપ કરીને લઈ પણ શકે છે. એ પણ એમના રાજ્યમાં શક્ય છે.

પ્રશ્ન : પુસ્તકમાં જોઈને પસંદ કરીને મંત્ર લેવાથી શું થાય ? રામ ઠાકુર મહાશયને* પૂછેલું. એમણે કહ્યું – જ્યાં "મેં" પસંદ કરીને લીધું ત્યાં "હું" રહી જાય.

**મા :** એ તો બરાબર જ છે. સ્વયં લેવાથી અહંક્રિયાનો સંશય તો સ્વાભાવિક જ છે. ત્યાં ગુરુશક્તિ ક્યાં ? ફલાફલ શું થશે (તે) વિચારો, દ્વંદ્વ આવવું તો સ્વાભાવિક જ છે. જે તમે પૂછો છો તે દ્વંદ્વની જ વાત છે. ગુરુ મળવા એટલે આશ્રય મળવો. નિત્ય આશ્રિત જે છે એનું ઉદ્‌ઘાટન ગુરુ સિવાય (બીજું) કોણ કરશે ? વિશ્વજગત જે ગુરુરૂપે નિત્ય છે એના જ પ્રકાશને માટે ગુરુની સેવા શિષ્યે કરી, જેથી શિષ્ય ગુરુસેવાનો અધિકારી થઈ શકે. જુઓ ને, પિતા-માતા પુત્રની સેવા કરે છે, પોતાની તે જ સ્થિતિ બાજુ યાત્રા કરાવવા માટે. એ જ પાછો સમય આવ્યે પિતા-માતા બનશે. આવા જ તો અનંત રસ્તાઓ ચાલ્યા આવ્યા છે, બાબા, આવહમાન કાળથી. બધા અધિકાર-અનધિકાર તમારામાં જ તો છે. ઉદ્‌ઘાટન, અનુદ્‌ઘાટન – જ્યાં વાક્ય નથી – તે જ પ્રકાશ માટે આ મહાયાત્રાને જાણો. ત્યાર પછી જ તો પોતાનામાં પોતે જે છે તેના પ્રકાશનો રસ્તો. નિર્ભરતાનો (નિર્ભરતારૂપી) સહાયક તો છે જ.

*

*પૂર્વ બંગાળના સિદ્ધ મહાત્મા.

## મહામહોપાધ્યાય પંડિત ગોપીનાથ કવિરાજે કરેલી વ્યાખ્યા

### ૧. ફરીફરીને ગુરુકરણ :

ઘણી વખત એવું જોવા મળે છે કે કેટલાક લોકો એક ગુરુ પાસેથી ઉપદેશ પ્રાપ્ત કરીને છેક સુધી એને વળગી રહી નથી શકતા. ગમે તે કારણે હોય, બીજેથી ઉપદેશ ગ્રહણ કરે છે. એ બરાબર છે કે નહિ તેની આલોચના કરવાની મને ઈચ્છા નથી, પણ આવું થતું હોય છે. પ્રાચીનકાળમાં પણ આવું થતું હતું — વર્તમાનકાળમાં તો થાય છે જ. એવું પણ જોવા મળે છે કે કોઈ કોઈ માત્ર એક વાર ગુરુ કરીને છેક સુધી એમના જ ઉપદેશમાં નિષ્ઠા રાખીને યથાશક્તિ ક્રિયા કરતા કરતા જીવનપથમાં અગ્રસર થાય છે. આ વિષે ઔચિત્ય-અનૌચિત્યની સમાલોચના ન કરતાં થોડાક સરળ સત્ય વિષે વિચારવાથી સંપૂર્ણ રહસ્ય પર પ્રકાશ પાડી શકાશે એમ લાગે છે. આપણે સામાન્ય રીતે દીક્ષાગુરુ અને શિક્ષાગુરુમાં ભેદ કરીએ છીએ, તેથી એ બેમાં પાર્થક્ય પણ દેખાય છે. ઘણા દાખલાઓમાં દીક્ષાગુરુ જ છેક સુધી શિક્ષાગુરુ રૂપે શિષ્યના ચિત્તનું ઉદબોધન કરતા હોય છે. પ્રશ્નનું સમાધાન કરતાં પહેલાં એટલું જાણવાની જરૂર છે કે ગુરુશક્તિ મૂળમાં એક જ છે. પરંતુ આટલું જ નહિં પણ ગુરુશક્તિની સાથે શિષ્યની શ્રદ્ધા અને વિશ્વાસ ન જોડાય તો સમ્યક્ ફળ પ્રાપ્ત કરવાની આશા ન રખાય. બરાબર વિચાર ન કરી શકવાથી, એમ દેખાય છે કે શિષ્યનું અજ્ઞાન દૂર કરવા માટે એક વિલક્ષણ કારણ-સમષ્ટિ કાર્ય કરે છે. એમાં ગુરુશક્તિ છે. શિષ્ય પાસે વિશ્વાસમૂલક શક્તિ છે, અને ગુરુપ્રદત્ત મંત્રમાં રહેલી નિજશક્તિ છે. તે ઉપરાંત દેશ-કાળ અનુકૂળ હોવાની પણ શક્તિ છે એ જાણવું જોઈએ. જે કાર્ય શિષ્યના અજ્ઞાનની નિવૃત્તિ અને જ્ઞાનના વિકાસ વગેરે રૂપે કાળક્રમે પ્રસ્ફુટિત થવાનું છે, તેને માટે જેટલા પરિમાણમાં શક્તિની જરૂર છે, તે જ શિષ્યની પૂર્ણબોધિની શક્તિ છે. ગુરુમાં જો પૂર્ણ શક્તિ જાગ્રત હોય, અને જો ગુરુ એ શક્તિને શિષ્યના અધિકાર પ્રમાણે એકીસાથે અથવા તો ધીમેધીમે વાપરે તો એકલી ગુરુશક્તિ દ્વારા જ શિષ્યના ઉદ્ધારનું કાર્ય પૂરું થઈ શકે છે; એટલે સુધી કે શિષ્યમાં વિશ્વાસની કમી તેમ જ અન્ય કારણોની દુર્બળતા હોય તો પણ શિષ્યની ઇષ્ટપ્રાપ્તિમાં બાધા નથી આવતી, કારણ કે પ્રયોજનાનુસાર ગુરુશક્તિ જ એ બધા અભાવોને પૂરા કરીને કાર્ય કરવામાં સમર્થ છે. અહીંયાં એ પણ યાદ રાખવું પડે કે ગુરુમાં પૂર્ણમાત્રામાં શક્તિ હોય છતાં જો ગુરુ એ શક્તિના પ્રયોગકાળમાં શિષ્યના અધિકારનો વિચાર કરીને, ક્રમાનુસાર (ધીરે ધીરે) માત્રાભેદ કરીને શક્તિનો પ્રયોગ કરે તો તે પણ અસંભવ નથી. ગુરુશક્તિનું મૂળ સ્વરૂપ જ અનુગ્રહ છે. ગુરુમાં એ અનુગ્રહ જાગ્રતરૂપે કાર્ય કરે છે. આવી પરિસ્થિતિમાં ક્રમિક શક્તિની ક્રિયા શિષ્યના કલ્યાણ માટે જ થતી હોય છે.

શિષ્યની આધારશક્તિ જેમ જેમ પ્રબળ થતી જશે, તેમ તેમ ગુરુની બોધનશક્તિ માત્રા અનુસાર શિષ્યમાં કામ કરશે. શિષ્યનો અનુભવ જ કંઈ હંમેશાં સત્ય-અસત્ય માપવાનો માપદંડ નથી હોતો. અનુભવ સ્વાભાવિક નિયમે થવાની જ વાત છે, પરંતુ અવસ્થાવિશેષમાં મંગળમય સદ્‌ગુરુની કૃપાથી, એમની ઇચ્છાથી શિષ્યનો અનુભવ થોડાક સમય માટે રુંધાઈ પણ જઈ શકે. એ પણ શિષ્યના કલ્યાણ માટે જ છે. આવી પરિસ્થિતિમાં સરળ હૃદયવાળો શિષ્ય ભ્રમમાં પડી શકે, કારણ કે અનુભવ પ્રગટ નથી થતો તેથી એનું હૃદય સ્થિર વિશ્વાસ ઘણી વાર નથી રાખી શકતું. વળી, જો ગુરુ શક્તિશાળી હોય અને જો શિષ્ય નિષ્કપટ અને સરળહૃદયી હોય તો પરિણામ મંગળમય જ હશે. સામાન્ય રીતે જે અનુભવો એક પછી એક ક્રમબદ્ધરૂપે ઘટતા હોય છે, તે કદાચ વિશેષ સ્થાનમાં ઉદય ન પણ થાય; પરંતુ અંતિમ અનુભૂતિ અવશ્ય થશે જ. વિશ્વાસ અને ધૈર્ય ન હોય તો ચિત્ત ચંચળ થઈ જાય. સામાન્ય રીતે વિકાસ ક્રમબદ્ધ હોય છે, પણ પ્રકાશ (પ્રાગટ્ય) ક્ષણવારમાં થઈ જાય છે. આવે વખતે ગુરુ પ્રબળ અને શિષ્ય દુર્બળ.

પરંતુ જ્યાં ગુરુ દુર્બળ અને શિષ્ય પ્રબળ, ત્યાં શિષ્યની વિશ્વાસશક્તિ બધી બાધાઓને ઓળંગીને કામ કરે છે. ગુરુની શક્તિ દુર્બળ હોવા છતાં પણ શિષ્યના જ્વલંત વિશ્વાસ (શ્રદ્ધા)ના પ્રભાવે એ દુર્બળ શક્તિની અંદર જ મહાશક્તિ આત્મપ્રકાશ કરે છે. શ્રદ્ધા મનુષ્યની એક અસામાન્ય સંપત્તિ છે. ચિત્ત વિકલ્પશૂન્ય થાય નહિ ત્યાં સુધી શ્રદ્ધા નથી આવતી. વિકલ્પ એ સંશયનું જ નામાંતર છે. શિષ્યને જો ગુરુમાં શ્રદ્ધા હોય તો તે વિશુદ્ધ શ્રદ્ધાને પરિણામે અસંભવ પણ સંભવ થઈ જાય. એટલું યાદ રાખો કે મૂળમાં એક જ શક્તિ કામ કરે છે. ગુરુસત્તામાં જે ગુરુશક્તિરૂપે કાર્ય કરે છે, તે જ શિષ્યની સત્તામાં શ્રદ્ધારૂપે કામ કરે છે. લૌકિક દૃષ્ટિએ ગુરુ અયોગ્ય લાગતા હોય તો પણ શિષ્યની શ્રદ્ધાપૂર્ણ દૃષ્ટિમાં તેઓ ભગવાનના પ્રતીકરૂપે જ જણાય છે.

**૨. મંત્રશક્તિ :**

ત્યાર પછી ગુરુપ્રદત્ત મંત્રશક્તિ પણ વિચારણીય છે. મંત્રશક્તિ જો જાગ્રત હોય, તો વ્યક્તિગતરૂપે ગુરુ સામાન્ય હોવા છતાં પેલી જાગ્રત મંત્રશક્તિ શિષ્યનું કલ્યાણ કરે છે. એ શક્તિને સંપ્રદાયગત શક્તિ કહે છે. કોઈ સિદ્ધ મહાત્માની જાગ્રત શક્તિ સંચારિત થઈને લૌકિક ગુરુપરંપરામાં કોઈ શ્રદ્ધાળુ વ્યક્તિવિશેષની ઉપર પતિત થઈ શકે. અહીં વ્યક્તિગત ગુરુ એટલા બધા ઉન્નત નથી છતાં એમના દ્વારા પ્રદત્ત શક્તિ સંપ્રદાય-અનુગત છે, તેથી શિષ્યનો ઉદ્ધાર કરવામાં સમર્થ બને છે. આવી જાતના ક્ષેત્રમાં, ગુરુ કરતાં શિષ્યની યોગ્યતા અધિક માત્રામાં

પ્રગટ થઈ શકે. આ પ્રસંગમાં બીજો એક વિષય આલોચના માટેનો છે, અને તે છે મંત્રવિચાર અને સાથોસાથ શિષ્યના પ્રાક્તન જીવનની સાધનાનો વિચાર.

મંત્રવિચાર તંત્રગ્રંથોમાં અનેક રીતે કરવામાં આવ્યો છે, કારણ કે બધા યંત્રો બધાને માટે અનુકૂળ ન પણ હોઈ શકે. વ્યક્તિવિશેષને માટે કોઈ મંત્ર મિત્રનું કામ કરે અને કોઈ શત્રુનું. વળી કોઈ મંત્ર મિત્ર પણ નથી અને શત્રુ પણ નથી – ઉદાસીન. ગુરુનું કર્તવ્ય એ છે કે અરિમંત્ર (શત્રુમંત્ર)નો ત્યાગ કરવો અને ઉદાસીન મંત્રનો પણ ત્યાગ કરવો; ફક્ત મિત્રમંત્રનું આવાહન કરીને એનો સંચાર કરવો આવશ્યક છે. સામાન્ય રીતે સંસારમાં જ્યોતિષવિજ્ઞાનની સહાયથી તેમ જ અન્યાન્ય પ્રચલિત પ્રણાલીઓ પ્રમાણે મંત્રનિર્વાચનપૂર્વક મંત્રદાન થાય છે. ગુરુમાં જો યોગશક્તિ જાગ્રત ન હોય તો આ મંત્રનિર્વાચન બધો વખત બરાબર નથી થતું.

તે ઉપરાંત બીજો પણ એક વિષય વિચારણીય છે, તે એ કે સાધકના પ્રાક્તન કર્મસંસ્કાર સાથેની યોજના (જોડાણ). પૂર્વજન્મનાં કૃત કર્મને ન જાણી શકવાથી એની સાથે જોડાણ શક્ય નથી. તેથી જ ગુરુનું કર્તવ્ય એ છે કે જ્ઞાનદૃષ્ટિ તથા યોગદૃષ્ટિ દ્વારા દીક્ષાર્થી શિષ્યના પૂર્વ સંસ્કારો જાણીને, એ જ ધારા સાથે એનું જોડાણ કરવું. આ બધી થઈ વિધિવિધાનની વાતો.

(ક્રમશઃ)

* * *

# નર્મદા-પરિક્રમા

– શૈલેન્દ્રનારાયણ ઘોષાલ

(બંગાળીમાંથી ભાષાંતર)

કોઈ રીતે ઊંઘ આવતી નથી. દીવાનાજી-કર્તૃક 'હાયના'-વિતાડનાની અભિનવ પદ્ધતિની વાત વારંવાર મનમાં જાગે છે. એવું યાદ આવે છે કે બંગાળના શ્યામાકાંત બંદ્યોપાધ્યાય, કે જેઓ પરવર્તીકાળે 'સોહંયોગી' તરીકે પ્રસિદ્ધ થયા, તેઓ પ્રારંભિક જીવનમાં નરભક્ષક વાઘની સાથે ખાલી હાથે યુદ્ધ કરતા. એક વાર કૂચબિહારના મહારાજાએ એમની પરીક્ષા કરવા માટે સુંદરવનમાંથી તાજા જ પકડી લાવેલા 'રૉયલ બેંગાલ ટાઈગર'ના પાંજરામાં એમને ધકેલીને એમની શક્તિપરીક્ષા કરી હતી. કહેવાની જરૂર નથી કે શ્યામાકાંત જ એ ભયંકર યુદ્ધમાં વિજયી થયા હતા. બે હાથે વાઘને પકડીને ખેંચ્યો અને મુષ્ટીના એક પછી એક આઘાતથી વાઘને જમીન પર પછાડી દીધો હતો.

સ્વામી રામતીર્થની વાતનું પણ સ્મરણ થાય છે. અસામાન્ય ગણિતશાસ્ત્રી તરીકે ગૌરવ સહિત તેઓ પંજાબની લયલાપુર કૉલેજમાં ભણાવતા હતા, ત્યારે એક આત્મજ્ઞાની મહાત્માના સંસ્પર્શમાં આવીને એમણે સંન્યાસ લીધો. પૂર્વજન્માર્જિત તપસ્યાના બળે શીઘ્ર આત્મજ્ઞાની રૂપે જગત-પ્રસિદ્ધ થયા. શેષ વયે અમેરિકાના સૅનફ્રેન્સિસ્કોમાં એક પહાડ પર નિવાસ કરતા હતા. એમના અલૌકિક યોગબળ તથા વેદાંત-વ્યાખ્યાથી મુગ્ધ થયેલા અમેરિકનોએ એં પહાડનું નામ Ram Tirth Hill રાખ્યું. આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જ્યારે તેઓ પ્રયાગમાં વાસ કરતા હતા, ત્યારે તેઓ સ્ત્રી-પુરુષ-બાલક-બાલિકા-ગાય-ભેંસ-કૂતરું-શિયાળ-સાપ જે કોઈને જોતા તેને "આ, મેરી આત્મા હૈ" કહીને ભેટતા. આ જોયા પછી ઉત્તરપ્રદેશના તત્કાલીન અંગ્રેજ ગવર્નરે એમને વિલાયત આવવાનું આમંત્રણ આપ્યું. ત્યાંના કેટલાક દુષ્ટ બુદ્ધિવાળાઓએ "આ, મેરી આત્મા હૈ" વાતની સત્યતાની પરીક્ષા કરવા માટે એમને લંડનના પ્રાણી સંગ્રહાલયમાં આફ્રિકાથી લાવેલા એક ભયંકર વિશાળ વાઘના પાંજરામાં ઘૂસાડી દીધા. સેંકડો ગણ્યમાન બ્રિટિશ લૉર્ડ-લેડીઓ એ ભયાનક દશ્યનો ઉપભોગ કરવા માટે ઉપસ્થિત હતા. એમને ખાત્રી હતી કે હિંસ્ર વાઘ તરત જ 'ઢોંગી' સાધુના દેહને છિન્નભિન્ન કરી નાખશે. પરંતુ એમના તો જાણે શ્વાસ રુંધાઈ ગયા અને ડઘાઈ ગયા જ્યારે જોયું કે જેવો રક્તપિપાસુ વાઘ સ્વામીજી ઉપર કૂદ્યો કે તરત એમણે વાઘને ભેટીને કહ્યું, "આ, મેરી આત્મા હૈ, આ," અને વાઘને વહાલ કર્યું. થોડીક જ વારમાં વાઘ બીકણ બિલાડીની જેમ એમના પગ સામે શાંત પડીને બેસી ગયો.

હું સૂતો સૂતો વિચારું છું....

મહર્ષિ પતંજલિ 'યોગદર્શન'માં 'સાધનપાદ'નું એક સૂત્ર યાદ આવ્યું – "अहिंसा प्रतिष्ठायां तत् सन्निधौ वैरत्यागः" ॥૨/૩૫॥ – અર્થાત્ જો મનપ્રાણથી કોઈ અહિંસામાં પ્રતિષ્ઠિત થાય તો એના સાન્નિધ્યમાં આવનાર હિંસ્ર પ્રાણીઓ પર હિંસાને ભૂલી જાય અને ઉગ્રતમ શત્રુ પણ વેરનો ત્યાગ કરે. આત્મારામ સિવાય અન્ય કોઈ વસ્તુ નથી એવો દઢ નિશ્ચય હોય અર્થાત્ સર્વભૂતોમાં આત્મદર્શી થાય ત્યારે સિદ્ધયોગીને ઈષ્ટ-અનિષ્ટનો બોધ નથી રહેતો, રાગદ્વેષ રહી નથી શકતા. જેની અંતર્પ્રકૃતિમાંથી હિંસાદ્વેષબુદ્ધિ સંપૂર્ણપણે દૂરીભૂત થઈ ગઈ છે, તે જ સર્વભૂતાત્મદર્શી મહાત્માના સાન્નિધ્યમાં આવીને હિંસ્ર ને ક્રૂર પ્રાણીની અંદર પણ મહાત્માની જ્ઞાનદૃષ્ટિ અને પ્રેમદૃષ્ટિ દ્વારા વિશુદ્ધ સત્ત્વભાવ સંચારિત થાય છે, પરિણામે એમના ભાવથી ભાવિત થયેલા એ હિંસ્ર ને ક્રૂર જીવના મનમાંથી હિંસા અને ક્રૂરતા ચાલી જાય છે....

આ રીતે, મહર્ષિ પતંજલિનું અહિંસા-પ્રતિષ્ઠા-વિષયક સૂત્ર તે ફક્ત તત્ત્વકથા કે વાંણીમાત્ર નથી તેનું પ્રત્યક્ષ પ્રમાણ નર્મદા-તટે હું ન આવ્યો હોત તો સ્વચક્ષુએ નિહાળવાનો સુયોગ મળત નહિ....

*

...."ચલિયે, આપ કે પાસ જો કિતાબ હૈ, વહ લેકર ચલિયે. નારાયણજી કા કૈસા ચક્ર ઈધર (**ચક્રેશ્વર મહાદેવ** મંદિરમાં) વિરાજમાન હૈ. પહચાનિયે તો."

દીવાનાજીના નિર્દેશ પ્રમાણે 'શિલાચક્રાર્થબોધિની' નામક પુસ્તક સાથે લઈને એમની સાથે (**ચક્રેશ્વર મહાદેવ**) ભગવાનનાં દર્શન કરવા ગયો. યોગનાથજી મંદિરના બહારના ખંડમાં બેઠા બેઠા ગોરક્ષપંથી બે ભક્તો સાથે વાર્તાલાપમાં વ્યસ્ત હતા. મંદિરમાં પ્રવેશતાં જ દીવાનાજીએ સાષ્ટાંગ પ્રણામ કર્યા અને નારાયણ શિલા તથા નર્મદેશ્વર શિવની સામે જોતાં જોતાં ચુપચાપ અશ્રુવર્ષણ કરવા લાગ્યા. એમના શરીરમાં વારંવાર રોમાંચ, પુલક અને ધ્રુજારી દેખાવા લાગી. મેં પ્રણામ કર્યા, શાલગ્રામશિલાને હાથમાં લઈને ચંદન વગેરે લૂછીને ફેરવી ફેરવીને ચિહ્નોનું નિરીક્ષણ કર્યું. મંદિરમાં ઘીનો દીવો સળગે છે છતાં તેનો પૂરતો પ્રકાશ નથી. મેં ગરુડાસન પરથી શિલાને ઊંચકી અને બહાર વરંડામાં લઈ ગયો. મંદિર દક્ષિણમુખી છે, સામે જ નર્મદા. સૂર્યપ્રકાશમાં જોયું, શિલા સફરજન જેટલી મોટી છે. શિલાના માથા પર શ્વેતાભ એક છત્રી જેવો આભાસ પ્રકાશે છે, એમાં એક ગહ્વર કે મુખ છે. સૂર્ય તરફ ફેરવીને જોયું, મુખની અંદર ડાબી બાજુએ બે તથા જમણી બાજુએ બે, એમ ચાર ચક્રો છે. મુખની બહાર બંને બાજુ બે

રક્તિમ કુંડળોનાં ચિહ્નો છે. શંખ, મૂસળ, ધ્વજા, ધ્રનુષબાણ તથા ગદાનાં પણ સ્પષ્ટ ચિહ્નો દેખાયાં.

એટલામાં દીવાનાજી ગર્ભગૃહમાંથી બહાર આવીને મારી પાસે ઊભા રહ્યા. મેં ફેરવી ફેરવીને ચિહ્નો એમને પણ બતાવ્યાં. શિલાને મંદિરમાં લઈ ગયો, તામ્રકુંડમાં સ્થાપન કરીને નર્મદાજળથી સ્નાન કરાવ્યું, ચંદનનો લેપ કર્યો અને ફરી ગરુડાસનમાં સ્થાપન કર્યું.

પુસ્તક ખોલીને શિલાનાં ચિહ્નો મેળવી મેળવીને દીવાનાજીને કહ્યું, "લક્ષણો પ્રમાણે આ શિલાનું નામ છે 'અચ્યુત'." પુસ્તકમાંથી વાંચી સંભળાવ્યું –

"चतुर्भिश्चैव चक्रैस्तु वामे दक्षिणपार्श्वके
अधिष्ठितो मुखे रक्तकुण्डलद्वयशोभितः ।...."

"શ્લોકમાં વર્ણિત સમસ્ત ચિહ્નો આ શિલામાં વર્તમાન છે. પુસ્તકને અનુસારે આ શાલગ્રામ-શિલાનું નામ અચ્યુત હોવું ઉચિત છે, તેથી આ તીર્થનું નામ ચક્રતીર્થને બદલે અચ્યુતતીર્થ હોવું યુક્તિયુક્ત છે."

દીવાનાજી બોલ્યા, "ઉસમેં ક્યા ફરક હૈ ? અચ્યુત ભી નારાયણ, ચક્રેશ્વર ભી નારાયણ. ઈસ સ્થાન કો વૈષ્ણવતીર્થ કહા જાતા હૈ વહી ઠીક હૈ. ઐસા કભી દેખા ?"

મેં કહ્યું, "મેં આખા ભારતવર્ષની પરિક્રમા કરી છે. હજારો મંદિરો જોયાં છે, ચિત્રકૂટ, બદરીનારાયણ, અયોધ્યામાં હનુમાનગઢી કે જ્યાં હજારો શિલાઓ છે તે પણ જોયું છે, પરંતુ આવી જાતના શાલગ્રામ મેં ક્યાંય જોયા નથી. નર્મદાતીર્થની વાત જવા દો, આ મંદિર સિવાય અમરકંટકથી અહીંયાં સુધીના એક્કે મંદિરમાં શાલગ્રામશિલા જ જોવા નથી પામ્યો. નર્મદામાં તો માત્ર શિવનું જ રાજ્ય !"

મારી વાત પર દીવાનાજી હસી પડ્યા...

*

દીવાનાજીએ આસન ઉપર બેઠા બેઠા મને કહ્યું, "જેનો જે ઈષ્ટમંત્ર હોય તે સર્વદા જપ કરવાની જ વસ્તુ છે, છતાં પણ નર્મદાતટે રેવામંત્રનો પ્રતિદિન ઓછામાં ઓછો ૧૦૦૮ વાર જપ કરવો જોઈએ. એમાં કંઈ 'ટેક' (અન્યાય કે વાંધો કે જિદ) કરવી નહિ. 'હંડિયા'થી ઓમ્કારેશ્વરની ઝાડી શરૂ થાય છે એમ સામાન્ય રીતે બધા કહે છે, પણ આ માર્ગમાં જામાન-

સંગમ પાર કર્યા પછી જ ઝાડીનો માર્ગ શરૂ થઈ જશે. 'મુંડમહારણ્ય' જેમ એક ભયંકર સ્થળ છે, તેવું જ ભયંકર સ્થળ આ ઓમકારેશ્વર ઝાડીને જાણવું. હિંસ્ર પશુઓથી ભરપૂર એ જંગલને નર્મદા-તપસ્યાનું એક મહાપરીક્ષાસ્થળ જાણવું. મનમાં કોઈ જાતની કામના-વાસના ન રાખો તો નર્મદામાતા પોતે જ તમારી રક્ષા કરશે. એમનું અભય નામ-સ્મરણ કરતાં કરતાં ચાલો તો બધી વિપત્તિઓમાંથી તમે પાર પડી જશો.

जो माँगे सो कछु न पावै, बिन माँगे रेवा देत ।
कहे दीवाना निहकाम भजे जे, ते आपन करि लेत ॥...

*

ઠંડી ઘણી ઓછી થઈ ગઈ છે. હજી ઊંઘ નથી આવતી. પિતાના આશીર્વાદથી મહાઘોર મુંડમહારણ્ય ગમે તેમ કરીને પાર કરી આવ્યો છું. ઓમકારેશ્વરની ઝાડીમાં શું થશે ખબર નથી ! આવા બધા વિચારો કરું છું, ત્યાં તો અંધકારમાં જ લાગ્યું કે દીવાનાજી ઊઠીને બેસી ગયા છે. એમની સામે એકીદષ્ટિએ ટગરટગર જોયા કર્યું ત્યારે સ્પષ્ટપણે દેખાયું કે એમની બેઠેલી આકૃતિની આજુબાજુ જ્યોતિની રેખા છે ! સ્તંભિત થઈને હું બેઠો થઈ ગયો. જાણે કોઈ અદષ્ટ ચિત્રકારના નિપુણ અંગુલિસ્પર્શે અંધકારની પાર્શ્વભૂમિમાં જ્યોતિર્મય પેન્સિલથી ચિત્ર અંકાઈ ગયું છે ! દીવાનાજીનાં ચક્ષુ-મુખ-ભમ્મર-નાક-કાન-ચિબુક-દાઢીના વાળ-જટા બધું જ જોઈ શકું છું. એ દિવ્યમૂર્તિને જોતાં જોતાં મારી આંખોનાં પોપચાં ધીમે ધીમે ભારે થઈ રહ્યાં છે. ક્ષણવાર માટે મેં બંને આખો ચોળી. ફરી તાકીને જોયું તો દીવાનાજી પદ્માસનમાં બેઠા છે, અને એમના સ્થૂળદેહમાંથી એક સૂક્ષ્મદેહ નીકળીને એવી રીતે સંસ્થાપિત થયો છે કે મૂળ દેહના ભ્રૂયુગલ ઉપર જ સૂક્ષ્મદેહના બે ઢીંચણો પદ્માસનના આકારમાં વળેલા છે. સૂક્ષ્મદેહનાં ચક્ષુઓ બંધ છે, શુભ્ર જ્યોતિથી સમુદ્ભાસિત

વધારે વાર જોઈ શક્યો નહિ. આંખો બંધ કરી, આંખો બંધ કરતાં જ એવું લાગ્યું કે મારી પાછળની બાજુએ માથા અને ધડના જોડાણ પાસે, અંદર તરફ, વાળ કરતાં પણ સૂક્ષ્મ એક જ્યોતિર્મયી રેખા સર્ સર્ કરતી બ્રહ્મરંધ્રની દિશામાં ઊંચે ચઢી રહી છે, પ્રત્યેક રોમકૂપમાં આનંદનું પૂર ઊમટ્યું છે, એ આનંદનો સ્રોત ધીમેધીમે એક નદીના આકારમાં ફેરવાઈ ગયો, હું ઓળખી ગયો આ નદી નર્મદા. જે ઓરડામાં બેઠો છું તેને છત કે દીવાલ કંઈ જ નથી, પરમ આશ્ચર્યથી જોયું કે નદીમાં જ્યોતિનું જ જળ છે. સહસા સમસ્ત જ્યોતિજળ એક પલકારામાં જામી ગયું અને એક અપૂર્વસુંદર કુમારીમૂર્તિનો આકાર લીધો, એમનાં ચરણોમાં હાથ જોડીને

ધ્યાનાવસ્થિત થઈને બેઠા છે હજારો ઋષિઓ. દીવાનાજી છે, મારા પિતા પણ છે. કોઈક સુદૂર વ્યોમમંડળમાંથી ઊઠે છે નાદ ઓમ્ ઓમ્ ઓમ્ બમ્ બમ્ બબમ્.

એકદમ જાગી ગયો દીવાનાજીના કંઠસ્વરથી –

नैना अंतरि आओ तू ज्यूं नैनन झाँपेउँ ।
ना हौं देखौं औरकूँ ना तुझ देखन देउँ ॥
कबीर रेख सिंदूर की काजल दिया न जाई ।
नैनूँ रमैया करि रह्या दूजा कहाँ समाई ॥

(અર્થાત્ તું મારી આંખોમાં આવ એટલે હું આંખો બંધ કરી દઉં. હું કોઈને ન જોઉં, તને પણ કોઈને જોવા ન દઉં. કબીર કહે છે જ્યાં સિંદૂરની (કંકુની) રેખા કરી હોય ત્યાં કાજળ લગાડાય નહિ. મારી આંખોમાં રામ આનંદ કરે છે – રમી રહ્યા છે – ત્યાં અન્યનું સ્થાન હોય ક્યાંથી ?)

મારા પોતાના પર ધ્યાન પડ્યું અને હું ચમકી ગયો. હું બેસી જ રહ્યો છું. તો શું હું રાતે સૂતો જ નથી ? બેઠાબેઠા જ રાત પસાર કરી ? એવું કેમ બને ? તો તો શરીરમાં ક્લાંતિ હોત, અવસાદ હોત. ઊલટું, શરીર તો બહુ જ હલકું લાગે છે. રાત્રે સારી ઊંઘ આવી હોય તો શરીરમાં શાંતિ લાગે એવો જ, બલ્કે એનાથી પણ વધારે ગહન સુષુપ્તિના આનંદથી મારા સકળ સ્નાયુતંત્રને સ્નિગ્ધ અને સતેજ અનુભવું છું.

('તપોભૂમિ નર્મદા'માંથી સાભાર)

* * *

# બાબા કીનારામ – એક અઘોર સિદ્ધ સંત

(ઈ.સ. ૧૬૦૧ – ૧૮૨૬)

– લક્ષ્મી

કાશીના ચંદોલી જિલ્લાના રામગઢ ગ્રામમાં ક્ષત્રિય પરિવારમાં ઈ.સ. ૧૬૦૧માં બાબા કીનારામનો જન્મ થયો હતો. એ સમય નવાબી યુગના અંતકાળનો હતો. આ બાળકને બાળપણથી જ આગામી ઘટનાઓનો પૂર્વાભાસ મળી જતો હતો, અને એની વૃત્તિ પણ સાધુ બનવાની જ હતી. બાળક સંસારી બનવા ઈચ્છતો ન હતો, એક રાત્રે છાનેમાને ઘેરથી ભાગીને ગાજીપુર જઈ પહોંચ્યો. ત્યાં શ્રીસંપ્રદાયના શિવરામબાબા પાસેથી દીક્ષા લીધી.

દીક્ષાના થોડા દિવસમાં ગુરુપત્નીનો દેહાંત થયો. ગુરુજીને પુનર્વિવાહની ઈચ્છા જાગી, જે વિષે ગુરુ-શિષ્યમાં ભયંકર વાદવિવાદ થયો. આ બાજુ એમનાં પુનર્લગ્ન થયાં, અને બીજી બાજુ શિષ્ય ગુરુપ્રદત્ત વૈષ્ણવમતને ત્યાગીને શૈવમતમાં દીક્ષિત થયો. શૈવમાં પણ અઘોર તંત્ર બાજુ વધ્યો, ગોરખનાથ અને મત્સ્યેંદ્રનાથના પંથનો અનુયાયી થયો.

બાબા કીનારામ હવે નિરુદ્દેશ્ય ભ્રમણ કરવા લાગ્યા. ગાજીપુરના જ એક ગામમાં એક વૃદ્ધા મળી જેના પુત્રને જમીનદારે દેવું વસૂલ કરવા માટે ખેતરમાં બંદી બનાવ્યો હતો. બાઈ કલ્પાંત કરતી હતી. બાબાએ ત્યાં જઈને જમીનદારને કહ્યું કે, "તેં જે જગાએ એને બેસાડ્યો છે ત્યાંની જમીન ખોદીને જેટલા તારા પૈસા થાય છે તેટલા લઈ લે, વધારે લેતો નહિ." જમીનમાંથી સિક્કાનો ઢગલો મળ્યો, છોકરો મુક્ત થયો. વૃદ્ધાએ દીકરાને બાબા કીનારામને સોંપી દીધો. એનું નામકરણ થયું 'બીજારામ'

એને સાથે લઇને કીનારામ અવધૂતોની પરમ સિદ્ધપીઠ ગિરનાર બાજુ વળ્યા. જૂનાગઢ પહોંચ્યા પછી બીજારામ નીચે જ રહી ગયો, કીનારામ એકલા દત્તાત્રેયની ટૂંક સુધી ચઢી ગયા. રાત્રે ભગવાન દત્તાત્રેયે પ્રગટ થઈને જ્ઞાન આપ્યું જેનું વિવરણ કીનારામે 'વિવેકસાર'માં આપ્યું છે. દત્તાત્રેય ભગવાને એક 'તુંબડી' આપતાં કહ્યું કે જે સ્થાનમાં 'તુંબડી' જે વ્યક્તિ લઈ લે, તે જ સ્થાનમાં તે જ વ્યક્તિને તારા અઘોર ગુરુ બનાવજે.

કીનારામે ગિરનારની તળેટીમાં જ આસન જમાવ્યું. ગુરુના આદેશાનુસાર બીજારામ ત્રણ ઘરોમાંથી ભિક્ષા માગી લાવતા. જૂનાગઢના નવાબે ભિક્ષાટનના આરોપસર બીજારામને બંદી

બનાવી દીધા અને જેલમાં ચક્કી પીસવા બેસાડ્યા. જ્ઞાની ગુરુ પોતે જ એ વાત જાણી ગયા, પોતે હવે ભિક્ષા માટે નીકળ્યા. એમને પણ પકડીને કેદ કર્યા. ચક્કી પીસવા જેવા બેસાડ્યા કે એમણે તુંબડી વડે ચક્કીને ઠોકીને કહ્યું, "ચલ". આમ કહેતાંની સાથે જ જેલની ૯૮૧ ચક્કીઓ એકીસાથે ફરવા માંડી. નવાબે તાબડતોબ એમને મુક્ત કર્યા, દરબારમાં બોલાવ્યા, આદરપૂર્વક બહુમૂલ્ય રત્નોની ભેટ ચઢાવી જે બાબાએ ગ્રહણ ન કરી. નવાબના બહુ અનુનય-વિનય કરવાથી છેવટે બાબાએ કહ્યું કે જો તારે ખરેખર મારી સેવા કરવી હોય તો આદેશ આપ કે આજ પછી આવી રીતે કોઈ સાધુ-સંતને કેદ નહિ કરે, અને તારા ભંડારમાંથી પ્રતિદિન પ્રત્યેક સાધુ-સંત-ફકીરને 'ઢાઈ પાવ આટા' આપશે.

આવી જ કંઈક વાત ગુરુનાનક અને બાબર વિષેની પણ છે.

બાબા કીનારામ જૂનાગઢથી હિમાલય ગયા. ત્યાં ઘણાં વર્ષો સુધી પ્રખર યોગીઓના સાન્નિધ્યમાં યૌગિક ક્રિયાઓની ગૂઢ સાધના કરી. હિમાલયમાંથી તેઓ અવિમુક્ત ક્ષેત્ર કાશીમાં આવી ગયા.

કાશીમાં હરિશ્ચંદ્રઘાટના સ્મશાનમાં એમને એમના અઘોરી ગુરુ કાલૂરામનાં દર્શન થયાં. કાલૂરામજી સ્મશાનમાં સળગી ગયેલા શબોની ખોપરીઓને બોલાવી બોલાવીને ચણા ખવડાવતા હતા. કીનારામે એ ખોપરીઓને ત્યાંની ત્યાં જ સ્તંભિત કરી દઈને કાલૂરામને કહ્યું, "મહારાજ ! શું આવી બાળકોની રમત રમો છો ? ચાલો, તમારા સ્થાને ચાલો." એટલામાં ગંગાજીમાં એક મડદું વહેતું વહેતું આવ્યું. કાલૂરામજીએ કહ્યું, "મુર્દા બહ રહા હૈ." કીનારામે પ્રતિવાદ કર્યો, "ના, મહારાજ. આ તો જીવે છે." કાલૂરામજીએ એમની પરીક્ષા કરી. "જો જીવતું હોય તો પાસે બાલાવી લે." કીનારામે શબને સંબોધીને કહ્યું, "ચાલ, ઊભો થઈને અહીંયાં આવી જા." શબ ઘાટની નજીક આવીને ઊભું થઈ ગયું. કીનારામે આદેશ આપ્યો, "જા ! તારે ઘેર જા." અને એ જતું રહ્યું.

કાલૂરામજીએ કહ્યું, "બહુ ભૂખ લાગી છે. માછલી ખવડાવ." કીનારામ ગંગાજીને ઉદ્દેશીને બોલ્યા, "ગંગા માતા, એક માછલી આપો." ગંગાજળમાંથી એક મોટી માછલી ઉછળીને બહાર પડી. કીનારામના શિષ્ય બીજારામે ચિતાની અગ્નિમાં શેકી અને ત્રણે મહાત્માઓએ આરોગી. એવું કહેવાય છે કે માછલી ખાધા પછી વધેલું ઉચ્છિષ્ટ ગંગાજી તરફ ઉછાળીને કીનારામ બોલ્યા, "ફરી તારો આકાર પ્રાપ્ત કરી લે." અને સાચે જ, માછલી પૂર્વવત્ સંપૂર્ણ આખી બનીને ગંગાજીમાં કૂદી પડી.

હવે કાલૂરામજી ઊભા થયા. કીનારામને સાથે લઈને પોતાના સ્થાનમાં ગયા, એમના મૂળરૂપનાં દર્શન આપ્યાં, અને ગુરુ દત્તાત્રેયની આપેલી તંબુડી લઈ લીધી. આમ, કીનારામને શિષ્યરૂપે સ્વીકારી લીધા, તેમ જ એ સ્થાનમાં જ રહી જવાનો આદેશ આપ્યો.

એ દરમિયાન પેલા જે યુવકને પુનર્જીવિત કર્યો હતો, તેની માતા ફરતી ફરતી, તપાસ કરતી ત્યાં આવી પહોંચી. એના પુત્રને કીનારામના ચરણોમાં અર્પણ કર્યો, "મહારાજ ! આપે જીવનદાન આપ્યું છે, હવે એ આપનો દાસ છે, એને સ્વીકારો." ગુરુએ નામ આપ્યું રામજિયાવન.

અઘોરી બાબા કીનારામના અઘોરમાર્ગના ચમત્કારોનો અનુભવ લોકોને એમના જીવન દરમિયાન થતો રહ્યો.

એક વાર તેઓ માંસાહાર ન કરવાનો ઉપદેશ આપતા હતા. કોઈએ ટકોર કરી કે આપ પોતે તો માંસાહાર કરો છો ને બીજાને મનાઈ કરો છો ? તરત જ બાબાએ એમના ઉદરસ્થ ભોજનનું વમન કરી દીધું. લોકોએ આશ્ચર્યથી જોયું તો બાબાના પેટમાંથી જીવિત માછલીઓ બહાર પડી. બાબાએ કહ્યું, "હું માંસાહાર કરું છું તો મરેલાને જીવતા પણ કરી શકું છું. તમે કરી શકો છો ?"

એમ કહેવાય છે કે કાશીના અઘોર તંત્રાચાર્ય બાબા કીનારામે ઈ.સ. ૧૮૨૬માં દેહત્યાગ કર્યો.

એમના ગુરુસ્થાન-નિવાસસ્થાન વારાણસીમાં એમણે સ્થાપેલો ક્રીંકુંડ અને મઠ આજે પણ રવીંદ્રપુરી લત્તામાં ઊભો છે. એ કુંડમાં સ્નાન કરનારને એના પર થયેલા મેલી વિદ્યાના પ્રયોગો તરત નિષ્ફળ થઈને નાશ પામે છે. ત્યાંની ભસ્મવિભૂતિ લેવા આજે પણ ભાવિકો જાય છે. અઘોર સંપ્રદાયના ઇતિહાસમાં વારાણસીનું તથા સંત કીનારામનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે.

* * *

# જન્મ-મૃત્યુના રાસ

## (પૂ. શ્રીમોટાનાં મંતવ્યોમાંથી)

(ગતાંકથી આગળ)

જેનાં નેગેટિવ કર્મો જીવનમાં થયાં હોય, ઘણા ઘાતકી, પ્રપંચી, અનીતિવાળા, લુચ્ચા અને એવા બધા હોય તે બધા અધોગામી થાય છે. એવી પૃથ્વી પણ છે કે જ્યાં આવા બધા જીવો હોય છે.

....આ એક કાયદો છે. Transition Period (વચગાળાનો સમય) ઘણો બધો લાંબો હોય છે. આપણે જાણતા નથી, પણ જે વચગાળાની સ્થિતિમાં (મૃત્યુ બાદથી પુનર્જન્મ વચ્ચેનો સમય) હોઈએ છીએ ત્યારે કેટલોય કાળ વીતી જાય છે. પૃથ્વી પર એક માણસ ૭૦ વર્ષ જીવ્યો હોય તો એના સૂક્ષ્મ શરીરને જન્મ લેવા ૨૦૦-૨૫૦ વર્ષ વહી જાય. ક્યારેક જન્મ લેતાં ૭૦૦ વર્ષ પણ થઈ જાય. ઉચ્ચ પ્રકારની અભિલાષાવાળો જીવ વહેલું શરીર ધારણ કરી શકે છે, અનેં નિમ્ન પ્રકારની વૃત્તિવાળો હોય તો એનું નવું શરીર બની શકતું નથી. એક કાયદો છે કે આપણો જીવ શરીર છોડી જાય ત્યારે જે Place of Attachment (પૂર્વજન્મનું આસક્તિવાળું સ્થળ) હોય ત્યાં એ રહ્યા કરે છે. ૧૩ દિવસ સુધી તો એ સ્થળના તથા આપણા પરિચય સાથે રહે છે. એ અનુભવની વાત છે. પ્રયોગાત્મક છે. ૧૩ દિવસ પછી પિંડ વહેરે ત્યાર પછી સંબંધ ઓછો થતો જાય. એમ ઓછો થતો થતો વર્ષ સુધી આ પૃથ્વી સાથેનો સંબંધ રહે. વર્ષ પછી સમૂળગો ભૂંસાઈ જાય, પણ વર્ષ સુધી તો રંહે, રહે ને રહે જ.

પણ આત્મસાક્ષાત્કારી પુરુષના સંબંધને લીધે એ વચગાળાનો સમય ઘટી જતો રહે (એટલે કે પુનર્જન્મ વહેલો થાય) અને એટલું જ નહિ, એના બીજા જન્મમાં એની ઊર્ધ્વગતિ થાય છે. પેલા જન્મમાં (ગત જન્મમાં) તો ના થાય, કારણ કે એને મળેલા જુદા જુદા સંસ્કારોનું પ્રબળપણું હોય છે અને આ સંસ્કારોનું (સાક્ષાત્કારી પુરુષના સંગના સંસ્કારો) એટલું પ્રબળપણું જાગેલું હોતું નથી.

*

ક્યાંક વહેલું ગાડીએ જવાનું હોય છે, તો આપણે કેટકેટલા વહેલા ઊઠવાનું કરીએ છીએ ? જે તે બધું ઝટ પ્રરવારવાનું કરી લઈએ છીએ, કિંતુ આ મહામુસાફરી તો એ છે કે કોઈ પણ તેને કાજે તૈયારી કરતું જણાતું નથી !

*

પ્રત્યેક જીવની જન્મોજન્મની સમગ્ર અને સળંગ સંસ્કારશક્તિ કેવા પ્રકારની છે અને મૃત્યુટાણે તે જીવની કેવી ગતિ રહે છે, તેના પર તુરંત કે મોડો તે જીવનો જન્મ થવાનો આધાર રહે છે.

*

પુરુષશરીરી જીવ બીજા જન્મમાં સ્ત્રી પણ જન્મે, અને સ્ત્રીશરીર જીવ પુરુષ પણ જન્મે. પુરુષ હોય તે પુરુષ જ જન્મે અને સ્ત્રી હોય તે સ્ત્રી જ જન્મે એવો કશો અફર અને અટલ નિયમ નથી.

*

'કર લે શૃંગાર ચતુર અલબેલી,
સાજન કે ઘર જાના...'

આપણે પણ સાજનને ઘેર જવા માટે શ્રૃંગાર સજવાનો છે. 'ચતુર અલબેલી' એમ આપણને સંબોધીને કહ્યું છે. ભગવાન આપણો સાજન છે. તેને ઘેર મેલાઘેલા જઈએ એ નહિ ચાલે. આમાં શરીરની વાત નથી, પણ અંદર વસતા અમર તત્ત્વની વાત છે. આપણે જીવપ્રકારની વૃત્તિઓથી મેલાઘેલા રહીએ અને એવા જ રૂપમાં સાજનને ઘેર જઈએ એ શી રીતે ચાલવાનું ? માટે કહું છું કે 'મનુષ્યની જિંદગી કેવળ મહાલવા કાજે નથી, પણ ઊંચા પ્રકારની ભાવના પ્રગટાવવા કાજે છે.'

*

એક સાધુ મહારાજે કહેલું કે મળ જેવા તમારા સંસ્કાર. મળને કારણે નકારાત્મક વલણ પ્રગટે છે. દસ્ત સાફ આવવો તે ઘણું જરૂરી છે. એનું માનવીને જ્ઞાનભાન નથી. દસ્ત સાફ નહિ હોય તો અહમ્-પ્રાણ પણ સાફ થાય નહિ. મળ સાફ કેમ આવે એ શીખવું જોઇએ. એક મિત્રને કહ્યું કે મરતાં મરતાં મળ રહી ન જાય, કેમ કે જન્મે ત્યારે મળ બને છે અને મરે ત્યારે રહે છે. એને માટે મળની શુદ્ધિની ખાસ જરૂર.

*

આપણી આ ભવની (જન્મની) પ્રકૃતિની ગતિ અને દિશા જેવા પ્રકારની હોય. તેવા પ્રકારનો આપણો પુનર્જન્મ છે.

*

ગ્રહોની અસર દૂર કરવાને માટે આપણે પોતે ભગવાનને પ્રાર્થના કરીએ, જાપ કરીએ તે હજારગણાં અસરકારક છે. ભગવાનનું સ્મરણ કરો. એમ કરતાં કરતાં બધું સારું થશે. ભગવાનનું સ્મરણ ગમે તેવી ખરાબમાં ખરાબ અસરોને પણ દૂર કરે છે.

*

જે માનવી ઓછામાં ઓછો ભોગ ભોગવે છે અને વધારેમાં વધારે ત્યાગ કરે છે, તે દૈવી બની શકે.

* * *

# મારી કૈલાસયાત્રા

— કુસુમ પટેલ

૨૫મી જુલાઈ, ૨૦૦૯ની પાંચમી બૅચમાં મારી પસંદગી થઈ હતી. દિલ્હીમાં 'હાર્ટ એન્ડ લંગ હોસ્પિટલ'માં સંપૂર્ણ શારીરિક તપાસ કરાવ્યા ઉપરાંત રસ્તામાં ગુંજીમાં પણ ફરીથી GTBP ના જવાનોની હૉસ્પિટલમાં ફરીથી 'બૉડી ચેકઅપ' થાય છે. કૈલાસયાત્રીના સમાચાર दैनिक जागरण અખબારમાં છપાયા કરતા હોય છે. અમે ૫૩ યાત્રીઓ હતા, એમાં ગુજરાતના ૨૭ હતા, પંદર મહિલાઓ હતી. લગભગ ૨૧૦૦૦ ફૂટ ઊંચાઈની યાત્રા હતી. યાત્રાનો અનુભવ અદ્ભુત હતો. ન્હાવાની, જમવાની તકલીફો નજીવી જણાતી કારણ કે શિવનો ખોળો જ અદ્ભુત હતો. રસ્તામાં ફૂલોની ઘાટીમાં રંગીન પુષ્પોની રંગોળીના મનભાવન દશ્યોથી મહાન સર્જકની કલ્પનાના ચમત્કારનો આહ્લાદક અનુભવ થતો હતો. અહીં વહેતી ધૌલીગંગાનો ધમપછાડો તેની પ્રચંડતાને કારણે ભવ્યરૂપે ઘોષિત થતો રહે છે. ગામની સામે કાંઠે નેપાળ છે.

મેં કૈલાસધામમાં શિવનાં દર્શનથી ધન્યતા અનુભવી. દેવાધિદેવ મહાદેવે અહીં પોતાનો નિવાસ સ્થિર કર્યો છે. ૐ સ્થિરાય નમઃ, 'શિવસહસ્રનામાવલિ'ના પ્રથમ નામોચ્ચારથી આપણે શિવજીને "તત્ પ્રણમામિ સદા શિવલિંગમ્" કહી નતમસ્તકે આરાધીએ.

**યાત્રા :**

કૈલાસ માનસરોવરની યાત્રા ! જેના નામમાત્રનાં શ્રવણ અને સ્મરણથી શ્રદ્ધાળુ માનવમનમાં રોમાંચના તરંગો મધ્યે આધ્યાત્મિક આંદોલનની અનુભૂતિ થાય છે. જો કે આ યાત્રામાં ક્વચિત્ વિઘ્નો આવે છે, અને યાત્રા મોકૂફ પણ રાખવી પડે છે. આ યાત્રાના આયોજનમાં પાસપોર્ટ-વિઝા અને સિલેક્શનની સાથે શારીરિક સજ્જતાની જરૂરિયાત રહે છે. જો એમ ન હોય તો અનેક શ્રદ્ધાળુ ભાવિકોને મૂળ કૈલાસ માનસરોવરની યાત્રા કરવી દુષ્કર થઈ પડે છે.

કૈલાસપર્વત એટલે સ્વર્ગમાંથી પારિજાતક પુષ્પની પાખંડીઓ ખરીખરીને સર્જાયેલું ભવ્યાતિભવ્ય વિરાટ શિવલિંગ. એક વખત જેણે કૈલાસશિખરની ઝાંખી કરી હોય તે એના આકર્ષણથી આજીવન મુક્ત ન થઈ શકે.

આ યાત્રાનો ખર્ચ ૮૦,૦૦૦થી ૧ લાખ સુધીનો થાય છે. આ યાત્રા માટેના બે માર્ગો છે – એક નેપાળ થઈને અને બીજો દિલ્હી થઈને. ભારતીય સરકાર દ્વારા નિશ્ચિત ચીન સરકારને

૭૦૦ ડૉલર આપવા પડે છે. દિલ્હી ખાતે કુમાઉં મંડળનો ભારતીય સરહદમાં રહેવા-જમવા-ઘોડા-પોર્ટર-પ્રોવિઝન ખરીદી ખર્ચ પણ આવી જાય છે. દિલ્હીના ચાર દિવસના રોકાણમાં 'મેડીકલ ચેક-અપ', 'ફોરેન એક્સચેન્જ', 'પ્રોવિઝન', 'વિઝા' પતાવી અમે કૌસાની પ્રવાસનો આરંભ કર્યો. બીજે દિવસે ધારચૂલા પહોંચ્યાં. ત્યાંના રોકાણ દરમિયાન પેકિંગ-પોર્ટર-ઘોડો વગેરે નક્કી કરીને તવાઘાટથી ખરી યાત્રા ચાલુ કરી. મંગતિથી ગાલા ૩ કિ.મી. પગપાળા જવાનું હોય છે. યાત્રા દરમિયાન ભયંકર વરસાદ-પવન ઊંચું ચઢાણ તો રહે જ છે, ઉપરાંત ડુંગરો પડવાનું પણ ચાલુ હોય છે.

રસ્તામાં આવતું માલ્પા ગામ ૧૭-૮-૯૮માં આખું ને આખું દટાઈ ગયું હતું. તેમાં પ્રતિમા બેદી નૃત્યાંગના સહિત સર્વ યાત્રીઓ મૃત્યુ પામ્યા હતા. યાત્રીઓ જ્યારે નિદ્રાધીન હતા ત્યારે આખો પર્વત તેમના ઉપર પડ્યો હતો.

છિયાલેખની મનોરમ ઘાટીમાં પ્રાકૃતિક સૌંદર્ય અદ્દ્ભુત છે. અહીંયાં વિવિધ ફૂલો જેવાં કે કોબરા ફૂલ, આઈરિશ, જાઈ, ઍપલ ફ્લાવર, કસ્તૂરી, કમલ વગેરે ફૂલો હિમ નદીમાં સરસ ખીલેલાં જોવા મળ્યાં. આ કાલી ગંગા અને ટીંકર નદીનું સંગમ સ્થાન છે. ટીંકર નદી અહીંથી નેપાળમાં જાય છે. અહીં જંગલોમાં એવી વનસ્પતિ થાય છે, જેને અડકી જવાય તો ભયંકર ખજવાળ આવે છે. રસ્તામાં વ્યાસગુફા આવે છે. કાલી નદી ઉપર જલવિદ્યુત યોજનાનું નિર્માણ થયેલું છે. કાલાપાની ચેકપોસ્ટ છે જ્યાં પાસપોર્ટ ચેક થાય છે.

રસ્તામાં નાભિડાંગ પર્વત આવે છે જેનો આકાર પાર્વતીમાતાની નાભિ જેવો છે. અહીંથી હિમાલયનું કપરું ચઢાણ શરૂ થાય છે. ત્યાં ૐ પર્વતનો નજારો જોવા જેવો નયનરમ્ય હોય છે. આબોહવા સારી હોય અને આકાશ વાદળછાયું ન હોય તો ૐ પર્વતનાં દર્શન થાય છે. અમને ઘોડાવાળાએ કહ્યું કે, "ૐ પર્વતમાં કોઈ બે જણા સમાધિ લેવાના છે, પાછા આવવાના નથી." લીપુલેખ ભારત સરહદનો છેલ્લો પડાવ છે. I.T.B.P. ના જવાનો રસ્તો ઓળંગવામાં મદદ કરે છે. અહીં હવામાં ઑક્સિજન નામમાત્ર હોવાથી સાથે ઑક્સિજન અને કર્પૂર રાખવું પડે છે.

તક્લાકોટ નાનું હિલસ્ટેશન છે જે ભારત-તિબેટનું Export-Import નું મથક છે. છિહૂ ગામને રસ્તે રાક્ષસતાલ સરોવર આવે છે, જેમાં રાવણે શિવજીની આરાધનારૂપી ઉગ્ર તપશ્ચર્યા કરી હતી, શિવતાંડવસ્તોત્ર રચ્યું હતું. રાક્ષસ તળાવનું પાણી કોઈ પીતું નથી. પંખીઓ પણ તેમાં તરતાં નથી. માનસરોવરને સૂર્ય અને પ્રકાશની તુલનામાં ગણાય છે. રાક્ષસતાલ ચંદ્રમા

અને અંધારાની તુલનામાં ગણાય છે. અહીંથી સૌપ્રથમવાર કૈલાસપર્વતનું દર્શન થાય છે. રસ્તામાં અષ્ટાપદ આવે છે જે ઋષભદેવનું સ્થાન છે. ઋષભદેવે શિવજીની તપશ્ચર્યા કરી શિવને પ્રસન્ન કર્યા હતા. રાક્ષસ તળાવનો ઘેરાવો ૧૦૨ કિ.મી. છે અને માનસરોવર ૮૫ કિ.મી. છે. અહીં માંધાતા પર્વત છે. દારચેનથી અમે ડેરાફૂક (યમદ્વારનો રસ્તો) કે જે કૈલાસના મૂળને અડીને છે, તેનાં દર્શન કરવા ગયાં. પ્રતિકૂળ વાતાવરણ હોવાથી અડધા યાત્રીઓ પાછા આવ્યા અને અડધા ગયા. યમદ્વારમાંથી પસાર થયેલા યાત્રીને મૃત્યુનો ભય લાગતો નથી. પાંચપાંડવપર્વત, ગણેશપર્વત, અન્નપૂર્ણાપર્વત, નંદીપર્વત બધાનાં દર્શન કર્યાં.

ડોલમા પર્વતની જગ્યા સૌથી ઊંચી છે પાર્વતી માતાની જગ્યા અહીંથી સીધા સ્વર્ગમાં જવાનો રસ્તો ગૌરીકુંડ પાસેથી છે. કૈલાસની બહારની પરિક્રમા ૫૨ કિ.મી.ની છે. અંદરની પરિક્રમા ખૂબ અઘરી છે. અંદરની પરિક્રમામાં અઘોરી બાવાઓ, સંન્યાસીઓ તપ અને સાધના-યોગ કરે છે ત્યારે બહાર બરફ જામી જાય છે. ગૌરીકુંડ વિશ્વનું સૌથી ઊંચી જગ્યાએ આવેલું પવિત્ર જળનું સરોવર છે. કૈલાસ એ બ્રહ્માંડનું મસ્તક ગણાય છે. કુદરતની બધી ક્રિયાઓનું એ સંચાલન સ્થળ છે. ધરતીકંપ, વાવાઝોડું તોફાનોનું સંચાલન અહીંથી થાય છે. જોગજેરલૂ થી દારચેનમાં ખૂબ ઠંડી હતી. ત્યાં જાતજાતની માળાઓ સ્ફટિક-રુદ્રાક્ષની મળે છે. ભસ્માસુરની જગ્યા અહીં છે. શંકર ભગવાનનું તપ કરીને ભસ્માસુરે વરદાન લીધું હતું કે તે જેના માથા ઉપર હાથ મૂકે તે બળીને ભસ્મ થઈ જાય. પછી તો તે શંકર ભગવાનના માથા ઉપર હાથ મૂકવા પાછળ પડેલો, તે જગ્યા અહીંયાં છે.

દારચેનથી અમે ૪૨ કિ.મી. માનસરોવરની પ્રદક્ષિણા શરૂ કરી. પથરાળ રસ્તા ઉપરથી બસ ચાલતી હતી. બધાંએ કિનારે જઈ સ્નાન કર્યું. માનસરોવરનું જળ એકદમ સ્વચ્છ તળિયું દેખાય તેવું છે. માનસરોવરમાં રાત્રે દેવી-દેવતાઓ ઋષિઓ સ્નાન કરવા આવે છે – એમ સાંભળ્યું, એમે બધાં વિકટ વાતાવરણ હોવા છતાં ધાબળા ઓઢીને બસમાં બેસી રહ્યાં. રાત્રે બે વાગ્યા હશે, ત્યાં તો આકાશમાંથી ઘણા પ્રકાશપુંજોને માનસરોવરમાં ઊતરતા અમે જોયા. ૧૦ થી ૧૧ ઝગમગતા દીવા આકાશમાંથી માનસરોવરમાં ઊતરી અદશ્ય થઈ ગયા. અમારા શરીરમાં તે જોઈ રોમાંચ થયો. મૃત્યુલોકને તો વિસરી જ ગયા પળવાર માટે. દર્શન કરી પરોઢિયે સૂઈ ગયા.

બીજે દિવસે માનસરોવરને કિનારે અમે યજ્ઞ કર્યો. અમારી સાથે પંડિત-બ્રાહ્મણો હતા. બધી જ જાતની પૂજાસામગ્રી દિલ્હીથી સાથે લાવ્યા હતા. માનસરોવરમાંથી જળના કેરબા ભર્યા.

યજ્ઞકુંડની રાખ લીધી. માનસરોવરને કાંઠે પિતૃતર્પણની વિધિ ભાઈઓ પાસે કરાવી, મૃત-સ્વજનોના ફોટા મૂકી તર્પણ કર્યું, પિંડદાન કર્યું.

રસ્તામાં પાંગુને રસ્તે સોસા ગામ થઈ નારાયણ આશ્રમનું દર્શન થાય છે. જ્યાં પૂજ્ય તદ્રૂપાનંદ સરસ્વતી નિવાસ કરે છે. ગુંજીને રસ્તે ભોજપત્રનાં વિશાળ વૃક્ષો છે. જ્યાં કૈલાસ છે ત્યાં માનસરોવર પણ છે. એક ઉત્તુંગ અને વિરાટ, બીજું વિશાળ અને ભવ્ય. એકની કરાલ રૌદ્રતા આંજી નાંખે, બીજાની સૌમ્ય રમ્યતા સ્તબ્ધ કરી મૂકે. મન જાણે ડૂબી જાય આનંદ સમાધિમાં. અહીં છે દિશાની દીવાલો અને આકાશનો ઘુમ્મટ. અસ્તુ. નમઃ શિવાય.

* * *

# ઋષિતર્પણ

## દેવર્ષિ નારદ

**સંકલન અને ભાષાંતર : બ્ર. નિરુ મહેતા**

અનાદિ સર્વત્રવ્યાપી ભગવાન વિષ્ણુના માનસ અવતાર દેવર્ષિ નારદ પણ અનાદિ છે; અને દરેક કાળ (યુગ)માં કોઈને કોઈ રૂપે એમનું અસ્તિત્વ રહે છે, એટલા માટે જ આ સમયે પણ એમનું અસ્તિત્વ છે જ. શ્રીમદ્ વાલ્મીકિ-રામાયણ, પંચશાસ્ત્ર, મહાભારત, ભક્તિસૂત્ર, દરેક પુરાણ તથા ઉપપુરાણ, સંગીત અને જ્યોતિષશાસ્ત્રમાં વિવિધ પ્રકારની કથાઓ, ઉપદેશો અને સિદ્ધાંતોનું વર્ણન નારદજી દ્વારા અથવા તો નારદજીના ઉદ્દેશ્યથી જ કરવામાં આવ્યું છે. તે બધાં જ પ્રસંગોમાં વ્યક્તિ તરીકે નારદજીનું નામ આવે છે. તે ચરિત્રનાયક દેવર્ષિ નારદ જ છે. જુદા જુદા પ્રસંગોમાં વર્ણિત નારદ નામની વ્યક્તિ શું જુદી જુદી છે ? આ પ્રશ્ન સર્વપ્રથમ વિચારવાલાયક છે.

હરિવંશ પુરાણમાં નારદજીની ઉત્પત્તિની કથા વર્ણવવામાં આવી છે. તેની કથાનો સારાંશ આ પ્રમાણે છે કે, સૃષ્ટિના આરંભમાં બ્રહ્માજીને સાત માનસ પુત્રો હતા. તેમાંના એક નારદજી હતા, જે ભગવાનના મોટા ભક્ત હતા. જે સમયે આદિપ્રજાપતિ દક્ષે મૈથુનીસૃષ્ટિની રચના કરી અને વીરણા નામના પ્રજાપતિની અસિક્ની નામની કન્યાના ગર્ભમાંથી પાંચ હજાર પુત્રો થયા જે હર્યશ્વ કહેવાયા, અને તેમને સૃષ્ટિ વધારવાની આજ્ઞા આપી. તે સમયે તે હર્યશ્વોને દેવર્ષિ નારદે ઉપદેશ આપીને, અને ગર્ભવાસના દુઃખોનું વર્ણન સંભળાવીને સૃષ્ટિની વૃદ્ધિ કરતા રોક્યા. નારદજીના ઉપદેશથી તેઓ બધા યોગાભ્યાસ-પરાયણ થઈ ગયા અને સૃષ્ટિની વૃદ્ધિ કરી નહીં. ત્યારે તેમના પિતાએ સબલાશ્વ નામના એક હજાર પુત્રોને ફરીથી ઉત્પન્ન કર્યા અને તેમને પણ સૃષ્ટિની વૃદ્ધિ કરવાની આજ્ઞા કરી. જ્યારે સબલાશ્વ પોતાના પિતાની આજ્ઞા શિરોધાર્ય કરીને સૃષ્ટિ વધારવા આગળ વધ્યા, ત્યારે માર્ગમાં તેમને દેવર્ષિ નારદજીનાં દર્શન થયાં, અને તેમને પણ નારદજીએ હર્યશ્વોને જે જ્ઞાનોપદેશ આપ્યો હતો, તે જ જ્ઞાનોપદેશ આપ્યો. નારદજીના ઉપદેશના પ્રભાવે સબલાશ્વ પણ હર્યશ્વોની જેમ જ સૃષ્ટિ-કર્મથી વિમુખ થઈ યોગાભ્યાસી બની ગયા. જ્યારે આ વાત દક્ષ પ્રજાપતિએ સાંભળી, ત્યારે તે ક્રોધિત થઈ ગયા, દૈવસંયોગવશાત્ તે જ સમયે દેવર્ષિ નારદ તેમની પાસે આવી પહોંચ્યા. નારદજીને સામે આવેલા જોઈને અતિશય ક્રોધાવેશમાં તેમણે નારદજીને શાપ આપ્યો કે તારું આ શરીર નષ્ટ

થઈ જાય. તેં જે ગર્ભવાસની નિંદા કરીને મારા પુત્રોને મારા આજ્ઞાપાલનથી વિમુખ કર્યા છે, તે જ ગર્ભવાસના કષ્ટોનો અનુભવ તને સ્વયં થાય.

લખ્યું છે કે દક્ષપ્રજાપતિના આ શાપના પ્રભાવે નારદજીનું એ શરીર તે જ સમયે નષ્ટ થઈ ગયું. આ ઘટનાને લીધે દેવતાઓમાં ઘણી ભારે હલચલ થઈ ગઈ. બ્રહ્માજી વગેરે દેવતાઓ દક્ષપ્રજાપતિ પાસે ગયા અને તેમને બહુ જ સમજાવ્યા. બ્રહ્માજીએ કહ્યું કે હે પ્રજાપતિ, આપ નારદજીને જીવિત કરો, કારણ કે નારદજી સિવાય સૃષ્ટિનું કામ જીવિત રહી શકે નહીં. આ બાબત ઉપર દક્ષપ્રજાપતિએ કહ્યું, "નારદજીનું આ શરીર તો જીવિત નહીં રહી શકે કારણ કે મારો શાપ મિથ્યા નથી થતો, પરંતુ હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન પણ નથી કરી શકતો. તેથી નારદજીને જીવિત કરવાનો બીજો ઉપાય કરું છું." આમ કહીને દક્ષપ્રજાપતિએ પોતાની એક કન્યા બ્રહ્માજીને આપીને કહ્યું કે, "આ કન્યાના ગર્ભથી નારદજીનો જન્મ થશે." બ્રહ્માજીએ દક્ષપ્રજાપતિએ આપેલી કન્યા કશ્યપને આપી. તે જ કન્યાના ગર્ભથી નારદજીનો જન્મ થયો; અને આગળ જતાં આ જ નારદ 'કાશ્યપ નારદ' નામે પ્રસિદ્ધ થયા.

કાશ્યપ નારદની ઉત્પત્તિનું વર્ણન બ્રહ્માજીએ સ્વયં નારદજીને કર્યું હતું. આ વાત નારદ-પુરાણમાં છે.

નારદપુરાણમાં લખ્યું છે કે, બ્રહ્માજીએ નારદજીને કહ્યું હતું કે, તમે આ સારસ્વત કલ્પની પહેલાં, પચ્ચીસમા કલ્પમાં 'કાશ્યપ નારદ'ના નામથી ઉત્પન્ન થયા હતા. તે સમયે તમે કૈલાસ પર્વત પર જઈને ભગવાન શંકરને શ્રીકૃષ્ણની લીલાનું રહસ્ય પૂછ્યું હતું અને નીલકંઠ ભગવાન શિવજીએ તમને શ્રીકૃષ્ણની લીલાનું રહસ્ય સંભળાવ્યું હતું. નારદજીની આ કથાનું સમર્થન પદ્મપુરાણમાં પણ છે. પદ્મપુરાણના મત અનુસાર નારજીને ભગવાન શંકરે શ્રીકૃષ્ણ-લીલામૃતનું પાન કરાવ્યું હતું, અને શ્રીકૃષ્ણની ભક્તિ કરવાનો ઉપદેશ આપ્યો હતો. આ કથા વાંચવાથી જાણવા મળે છે કે કોઈ પૂર્વ કલ્પમાં નારદજી, કશ્યપ અને દક્ષકન્યાથી જન્મ્યા હતા. તે સમયે શિવજીએ નારદજીને કૃષ્ણભક્તિનો ઉપદેશ આપ્યો હતો. પરંતુ કાશ્યપનારદ આપણા ચરિત્રનાયક દેવર્ષિ નારદ નથી, પરંતુ તે દેવર્ષિ નારદના પૂર્વ અવતારરૂપ બીજા નારદ હતા.

બ્રહ્મવૈવર્તપુરાણના બ્રહ્મખંડમાં પણ નારદજી સંબંધી કથા છે. તેનો મર્મ આ મુજબ છે. બ્રહ્માજીએ પોતાના કંઠમાંથી નારદજીને ઉત્પન્ન કર્યા, ત્યાર બાદ બીજા પુત્રોની જેમ નારદજીને બ્રહ્માજીએ સૃષ્ટિ રચવાની આજ્ઞા કરી. નારદજીએ પોતાના મનમાં વિચાર કર્યો કે — જો હું સૃષ્ટિ રચવાનું કાર્ય કરું તો મારી ઈશ્વર આરાધનામાં બાધા આવશે. આમ વિચારીને સૃષ્ટિ-રચના-કાર્યની નિંદા કરતા કરતા પોતાની અનિચ્છા પ્રકટ કરી, અને સૃષ્ટિ રચના ન કરી.

પુત્ર પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તે જાણીને બ્રહ્માજી ક્રોધિત થયા, અને ક્રોધાવેશમાં તેમણે નારદજીને શાપ આપ્યો કે તેમનું આ શરીર નષ્ટ થઈ જાય, અને તેમણે જે કામદેવની નિંદા કરી હતી અને સૃષ્ટિના કામથી તે દૂર ભાગતા હતા, તેમાં જ લિપ્ત થઈને તેઓ ગંધર્વયોનિમાં જન્મ લે. આ શાપના પ્રભાવથી નારદજીનું એ શરીર નષ્ટ થઈ ગયું, અને ગંધમાદન પર્વત પર તેઓ ઉપવર્હણ નામના અત્યંત કામુક ગંધર્વ થયા. તેમણે પોતાની જાતિની પચાસ ગંધર્વ કન્યાઓ સાથે લગ્ન કર્યાં. આ પચાસમાં જે મુખ્ય હતી, તેનું નામ હતું માલાવતી. કહેવાય છે કે બ્રહ્માજીની એક સભામાં ઉપવર્હણનો વ્યવહાર જોઈને બ્રહ્માજીએ તેને શાપ આપ્યો કે, "તારું કર્મ આ દેવસંજ્ઞક ગંધર્વયોનિનો યોગ્ય નથી. તારી આ ચેષ્ટા માનવયોનિને અનુરૂપ છે. તેથી તું આ યોનિ છોડીને નરયોનિમાં જન્મ લે." બ્રહ્માજીના આ બીજા શાપથી ઉપવર્હણે ગંધર્વશરીરને છોડવું પડ્યું. આ વખતે તેઓ કાન્યકુબ્જ દેશમાં ગોપરાજ દ્રુમિલની ધર્મપત્ની કલાવતીના ગર્ભમાંથી ઉત્પન્ન થયા. આ જન્મમાં તેમનું નામ નારદ પડ્યું. કલાવતીને આ પહેલાં કોઈ પુત્ર ન હતો. લોકો તેને વંધ્યા સમજતા હતા પરંતુ તેમણે તેમના પતિની આજ્ઞાથી કાશ્યપનારદ નામના ઋષિના વીર્યથી ગર્ભ ધારણ કર્યો હતો અને એ ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ ઋષિના નામ પરથી નારદ રાખવામાં આવ્યું. બાલ્યાવસ્થામાં નારદ પોતાના સાથી બાળકોને જળ પિવરાવતા અને પોતાના જ્ઞાનોપદેશથી બાળકોનો અજ્ઞાનાંધકાર દૂર કરતા, તેથી તેમનું નારદ નામ સાર્થક સમજવામાં આવ્યું. આ નારદ જાતિસ્મર* અને જ્ઞાની હતા. તેમના નામનો અર્થ નીચેના શ્લોકથી જાણવા મળે છે.

ददाति नारं ज्ञानं च बालकेभ्यश्च बालकः ।
जातिस्मरो महाज्ञानी तेनायं नारदाभिदः ॥

નાર શબ્દનો અર્થ જળ અને જ્ઞાન થાય છે. નારદજી બાલ્યાવસ્થામાં બાળકોને પાણી પાતા અને જ્ઞાનોપદેશ દ્વારા તેમના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરતા. ગોપપુત્ર નારદને બ્રાહ્મણો દ્વારા વિષ્ણુ-ભક્તિનું શિક્ષણ પ્રાપ્ત થયું હતું અને ભાગવત ધર્મનો ઉપદેશ મળ્યો હતો. બાળક નારદે વિષ્ણુમંત્રનું અનુષ્ઠાન કર્યું. તે મંત્રના પ્રભાવથી એમને ભગવાનનાં દર્શન થયાં હતાં, પરંતુ આ દર્શન ક્ષણિક જ હતા. બાળક નારદને એકવાર થોડી ક્ષણ માટે ભગવાનનાં દર્શન થયાં હતાં, તેથી ફરીવાર દર્શન માટે વારંવાર ધ્યાન કર્યું, પરંતુ દર્શન ન થયાં. નારદજી બહુ વિહ્વળ થઈ ગયા અને ખૂબ જ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. એમની આ વિહ્વળતાને દૂર કરવા માટે આકાશવાણી થઈ – "આ શરીરથી તને મારાં દર્શન નહિ થાય. આ શરીર છૂટ્યા પછી

*જેને પૂર્વ જન્મોની સ્મૃતિ હોય તે.

ॐ नित्यं नमामि जननि तव पादयुग्मं
संसारतापभयनाशकरं सुगौरम्।
मुक्तिप्रदं सुखकरं शुभदं सदैव
शरणागतस्य मम श्रीशरणं हृदिस्थम्॥

शरणागतोऽहम्    शरणागतोऽहम्    शरणागतोऽहम्

| | | | |
|---|---|---|---|
| 14. | NEW DELHI | : | Shree Shree Ma Anandamayee Ashram, Kalkaji, New Delhi-110019 (Tel. : 011-26826813) |
| 15. | PUNE | : | Shree Shree Ma Anandamayee Ashram, Ganesh Khind Road, Pune-411007, (Tel. : 020-25537835 & 25538903) |
| 16. | PURI | : | Shree Shree Ma Anandamayee Ashram, Swargadwar, Puri-752001, Orissa. (Tel. : 06752-223258) |
| 17. | RAJGIR | : | Shree Shree Ma Anandamayee Ashram, P. O. Rajgir, Nalanda-803116, Bihar (Tel. : 06112-26105811) |
| 18. | RANCHI | : | Shree Shree Ma Anandamayee Ashram, Main Road, P. O. Ranchi-834001 (Tel. : 0651-2331181) |
| 19. | TARAPEETH | : | Shree Shree Ma Anandamayee Ashram, P. O. Chandipur-Tarapeeth, Birbhum-731233 |
| 20. | UTTARKASHI | : | Shree Shree Ma Anandamayee Ashram, Kali Mandir, P. O. Uttarkashi-249193. (Tel. : 01374-224343) |
| 21. | VARANASI | : | Shree Shree Ma Anandamayee Ashram, Bhadaini, Varanasi-221001, U. P. (Tel. : 0542-2310054+2311794) |
| 22. | VINDHYACHAL | : | Shree Shree Ma Anandamayee Ashram, Ashtabhuja Hill, P. O. Vindhyachal, Mirzapur-231307, (Tel. : 05442-290977) |
| 23. | VRINDABAN | : | Shree Shree Ma Anandamayee Ashram, P. O. Vrindaban, Mathura-281121 U. P. (Tel. : 0565-2442024) |

*

| | | | |
|---|---|---|---|
| | BANGLADESH | : | |
| 1. | DHAKA | : | Shree Shree Ma Anandamayee Ashram, 14, Siddheshwari Lane, Dhaka-17 (Tel. : 008802-8333917) |
| 2. | KHEORA | : | Shree Shree Ma Anandamayee Ashram, Kheora, Via-Kasba, Brahmanbaria. |

